

# પિશાચ પ્રતિમા

કાલ્પનિક કથા.

લેખક, અને પ્રકાશક,

શિવલાલ ત્રિભુવન.—વાંટાવદરકર.



Cover Printed in The Sahitya P. Works.-AHMEDABAD.

# અનુક્રમણિકા.

# પિશાચ પ્રતિમા.

( કાલ્પનિક કથા. )

—:લેખક:—

શિવલાલ ત્રિભુવન, મહેતા.

વાંટાવદરકર.

"વિષયાંધ થઇને માનવો જે પાપ પંથે જાય છે,
"ધનવાનના ધનને લુંટી જે માલ મલીદા ખાય છે;
"સદ્ધર્મ ને સત્કર્મથી પાપી પતિત જે થાય છે,
"એવા પિશાચ જનો નરકના દ્વારમાં અથડાય છે!"

—:*:—



પ્રથમાવૃત્તિ.

સને ૧૯૨૪ પ્રત ૧૦૦૦

ધી સાહિત્ય પ્રીન્ટીંગ વર્કસ. રીચીરોડ ચાર રસ્તા અમદાવાદ.

પરીખ શાન્તિલાલ ચીમનલાલે છાપી.

મૂલ્ય ૦–૮–૦.

# હિન્દુ અનાથ આશ્રમ.

# નડીયાદ.



આખા ગુજરાતમાં પહેલે નંબરે વખણાયલા
આ આશ્રમમાં લગભગ બસો અનાથો
જુદી જુદી હિન્દુ જાતિનાં
પળાય છે.

ફક્ત તેમની ખોરાકીનાજ એક દિવસના રૂ. ૫૦) ઉપર થાય છે. તે પર વિચાર કરશો કે??

જરૂર લખો:—

મંત્રી, હિન્દુ અનાથાશ્રમ.

**નડીયાદ.**

# પ્રસ્તાવના.

કામવાસનાને આધિન થયેલા મનુષ્યો, કેવા અનર્થો કરે છે, ક્ષણિક મોહમાં લુબ્ધ થઈ, ધર્મની મર્યાદાને ઓળંગીને મનુષ્યો, કેવા ત્રાસદાયક અત્યાચારો કરે છે, તેનું વર્ણન આ વાર્તામાં આપવામાં આવ્યુ છે.

આ મ્હારી પ્રથમ વાર્તા છે. જ્યારે તે લખવા માંડી, ત્યારે વાર્તા લખવાનો મ્હારો મ્હાવરોજ ન હતો. માત્ર મિત્રોના અવારનવાર પ્રોત્સાહ, આગ્રહથી આ વાર્તા લખવા માંડેલી. ને કેટલેક અંશે મનમાં રમી રહેલો લખવાનો ઉત્સાહ, સ્વતંત્ર લખવાની પ્રબળ ઇચ્છા, અને આગળ જતાં સારૂં લખાશે, એવી ભાવનાને લઇ આ વાર્તા પુરી કરી. હૃદયમાં હર્ષોર્મિયો ઉછળે એ સ્વાભાવિક છે.

દોષો હશે, અરસિકતા પણ હશે, પરંતુ તેને વાંચનાર મહાશયો ક્ષન્તવ્ય ગણશે, તો ભવિષ્યમાં અન્ય રસિક નૉવેલો લખવા હું ભાગ્યશાળી થઇશ.

છેવટે એક વિદ્વાન ગૃહસ્થ તરફથી મને જે કાંઈ શિક્ષણ તથા આશ્રય મળ્યો છે. જેના પ્રતાપે જેવું તેવું લખાણ લખવાની મને સુજ પડી છે, તે પ્રોફેસર મહાશયને અંતરદ્વારા સવિનય દંડવત પ્રણામ કરું છું.

અમદાવાદ,
તા. ૧-૨-૨૪

લી૦
ગ્રંથ કર્તા.

# સમર્પણ.



'આગળ જતાં સારૂં લખાશે
એવા જ્હેમના
ઉત્સાહ વડે
આ વાર્તા
લખાઇ
ત્હેમના પાદ પંકજમાં
સપ્રેમ સમર્પણ.

લી. સેવક,
શિ. ત્રિ. વાંટાવદરકર.
ગ્રંથ કર્તા.

ॐ

# પિશાચ પ્રતિમા.

## (કાલ્પનિક કથા.)

શ્રી

લખનાર: શિવલાલ ત્રિભુવન, વાંકાવહરકર.

## પ્રકરણ પહેલું.

### કાળસેનની ક્રૂરતા !




વરાત્રિ હોવાથી શૈવોપાસકોના હૃદય હર્ષોદધિમાં નૃત્ય કરી રહ્યા છે. સ્નેહગઢની બહાર એક શિવનું દેવળ છે. આ દેવળ પુરાતની હોઈ તદ્દન જીર્ણ થઈ ગયું છે. ભાવિક ભક્તોની ગોઠવણથી દેવળમાં બે વિપ્રો, મુખ આગળ પુસ્તકો રાખી ઉચ્ચ સ્વરે સ્તુતિ કરી રહ્યા છે. તેમની પાસે ઘીના બે દીપક ઝગમગે છે. કેસર, ચન્દનના વિલેપનથી, અગરબત્તીના ધુપથી, વાતાવરણની શુદ્ધતામાં વૃદ્ધિ થઇ છે. સાંજ પડવાનો સમય હોવાથી ભક્ત-

જનોની ભીડ ઓછી થઇ છે. વિપ્રોએ પોતાનું સ્થાન છોડયું નથી. પરંતુ શ્રોતાજનોની ખોટ 'નમઃ શિવાય' ના લાંબા ધાંટા કાઢવા બંધકરેલા છે. આ દેવળમાં એક તરૂણીએ પ્રવેશ કર્યો. તેને જોતાંજ સ્વર્ગલોકની સુરબાળા હશે, યા સૌંદર્યની સાક્ષાત પ્રતિમા હશે, એવો પ્રેક્ષકને પ્રથમ દષ્ટિએ સંભ્રમ થાય એમ છે. તરૂણીનું નામ કાન્તા છે. પોતાનો રાજા કાળસેન, પોતાના સૌંદર્યમાં મુગ્ધ થયો છે, એ હકીકત તેની એક સખી પાસેથી મળેલી હોવાથી, તેના હૃદયમાં અનેક અગનના તરંગો ઉછાળા મારી રહ્યા છે.

શિવના ધ્યાનમાં કાન્તા તદાકાર થઈ. થોડીવારે નેત્ર ઉઘાડયા. પોતાની સામે કાળસેનને ઉભેલો જોયો, સુંદરીનું સમસ્તાંગ ધ્રુજી ઉઠયું. હૃદય ગભરાટમાં પડયું. થોડીવારે તેણે સાંભળ્યું. "બાળા !—" આગળ શું બોલવું તે ન સુઝવાથી કાળસેન મૌન રહ્યો.

સતીત્વ રક્ષાનો સઘળો ભાર શિવપર મુકી કાન્તા બોલી: "આપ અહીં શામાટે આવ્યા છો ?"

"શા માટે ? એક તો શિવના દર્શન કરવા. અને તમારાં જેવા સૌંદર્યયુક્ત સુમનનું હરણ કરવા."

'હરણ કરવા.' એ શબ્દો કાન્તાના શરીરમાં આરપાર ઉતરી ગયા. શિયળ રક્ષાની ચિંતા થઈ. અંતઃકરણમાં મ્હોટી ફાળ પડી. શરીર ચેતનહીન થયું. તન શુદ્ધિ ભુલાઈ. અને તેની સાથે કાન્તા બડાક દઇને પૃથ્વીપર પટકાઈ પડી.

કાળસેને આ લાગ સાધ્યો. કાન્તાને લઈ અશ્વ ઉપર સવાર થઈ તે રાજમહેલ તરફ ચાલતો થયો. પાંચ મીનિટમાં તે રાજમહેલ પાસે આવી પહોંચ્યો. માર્ગમાં ભમરોના ચાળા, કટાક્ષોના સંચારહીન

પુર્ણિમાનો ચંદ્ર પણ મારા સાદૃશ્યને કેમ પામી શકે, એવા ગર્વયુક્ત કાન્તાના તેજસ્વી મુખને, કુટિલ કાળસેન નિહાળી રહ્યો હતો.

* * * * * *

"નીચ ! ખબરદાર જો પાસે આવ્યો તો ! આ દેહ પદીજ સમજજે. હું મરીશ ! મારીશ ! શાપ આપીશ ! પણ તારી અધમ ઇચ્છાને તાબે કદી પણ થઇશ નહિ."

વિષય વશ થયલો કાળસેન, નિરાધાર અબળાને ગળે વળગવા એકદમ તેના અંગ ઉપર ધસ્યો. સાવધ કાન્તા, વાઘની પેઠે ફલંગ મારી, દૂર જઈ ઉભી.

કાળસેન, પાછો હઠયો. કાન્તાનું વિકાળરૂપ જોઈ તે થરથરવા લાગ્યો. ફરી વિકાળરૂપ ધરી કાન્તા, બોલી: "ચંડાળ ! પાપી ! પાસે આવ્યો તો નક્કી જાણજે તારો જાન ગયો. લંપટ ! અંધ ! અધર્મી ! બોલ તારી શી ઇચ્છા છે ?"

કાળસેને ઠંડે કલેજે જણાવ્યું: "લલના ! નાહક શાને ક્રોધ કરો છો ? અંતરમાં ઉદ્વેગ શાને ધરો છો ? હું તમને પાળીશ. સદાસંતોષ દૃષ્ટિથી ભાળીશ. કદરદાનીપૂર્વક વ્હાલનો બદલો વાળીશ."

"ચૂપ કર. પાપી ! આવા અધમ શબ્દો બોલતા તારી જીભ કેમ કપાઈ પડતી નથી ?"

"યુદ્ધ ક્ષેત્રમાં તલવારની તિક્ષણધાર, ને તોપ બંદુકોના હૃદયભેદક અવાજોને ન ગણકારતા શત્રુ ઉપર યાહોમ કરી તુટી પડનાર આ કાળસેન તમારી નયન કટારીની અતિ તિક્ષણ ધાર સહન કરવા અશક્ત છે !"

કાન્તા નિરૂત્તર રહી.

"ઓ ! મનહર મૂર્તિ ! મારા હૈયાની હાર ! જીવન પ્રાણ !"

કાળસેને કહ્યું: " જરા રહેમ કર. એક વખત હસીને તું મારી સામે મધુર ભાષણ કર. મેં આજે તારૂં હરણ કર્યું છે, તે તારા હિતને વાસ્તેજ! કનકવદની! મારૂં સઘળું રાજપાટ તારૂંજ છે. આ રાજ-વૈભવ ભોગવી સુખી થા. સમજ! વધુ વિચાર માંડી વાળ! હું તારા ઉપર ખૂશ—ખૂશ થઈ ગયો છું. તારા ઘરમાં શું સુખ છે? ત્યાંનું દુઃખ સહન કરવાને તારૂં કોમળ અને લાવણ્ય યુક્ત શરીર હવે બીલકુલ યોગ્યજ નથી. તારા જેવું રમણીક રત્ન તો રાજમંદિરેજ શોભે. શું રાજહંસીની કાગની કોટે મ્હાલશે? નહિ. તે યોગ્યજ નહિ. મારો આ મનહર જનાનો દીપાવવાનેજ બ્રહ્માએ તને પેદા કરી છે. પ્યારી! મારી મરજીને માન્ય કરી સુખી થા."

કાન્તા મૌનજ રહી.

" બોલ—બોલ! કેમ કાંઈ બોલતી નથી? કાન્તે! મારી અરજ સ્વીકારી આ રંગ મહેલને દીપાવ!"

" દુષ્ટ! પાપી! ચંડાળ! આગ લાગો તારા રંગમહેલને, ને નાશ થાઓ તારો આ જગતમાંથી."

" આખર શું મારે બળાત્કારનોજ ઉપયોગ કરવો પડશે?"

" બળાત્કાર? બળાત્કાર કોના ઉપર? આ દેહ ઉપર બળાત્કાર કરવાનો તને લેશ પણ અધિકાર નથી."

કાળસેનનો પિત્તો એકદમ ઉછળી ગયો. નેત્રો લાલ ચોળ બની ગયા. ચ્હેરો કુપિત થયલા વાઘના જેટલો ભયંકર બન્યો. તે એકદમ ઘુરકી ઉઠ્યો: " કુલ્ટા! કહું છું કે તાબે થા. નહિતર આ કટારથી તને એક પળવારમાં યમદ્વાર મોકલી દઈશ!"

કાન્તાએ જીવવાની આશા છોડી. આ પાપીના પંજામાંથી નહિંજ છુટાય એમ તેણે મન સાથે નક્કી કર્યું.

કાળસેને ક્રોધ કાબુમાં રાખ્યો. કટાર હાથમાં પકડી, શાંતપણે કાન્તા પાસે જઈ તેણે કહ્યું: " હવે માની જા ! "

" હારી જા ! "

" બળાત્કાર કરીશ ! "

" પ્રાણ જતાં નહિ ડરીશ ! શાપ આપી ભસ્મ કરીશ ! "

" શાપથી હું નહિ ડરું ! "

" પ્રાણ જતાં નહિ મૂકું ! "

" મરવું પડશે ! "

" ઈશ્વર વ્હારે ચડશે ! "

" ઈશ્વરથી શું થાય ! "

" દૃષ્ટિ માત્રે પ્રલય થાય ! "

" કહું છું બકવાદ મૂક ! "

" વિષયપર થૂંક ! "

" અશક્ય ! "

" શક્ય ! "

કાળસેન કંટાળ્યો. અને પાછો ફરી સિંહાસનપર પડી બોલ્યો: " નહિ માને કેમ ? જોઉં છું કે તું ક્યાં સુધી નથી માનતી ? તારા માતા—પિતા તારી આગળ કમોતે મરશે ! ક્રુરસિંહ!—"

બહાર ઉભેલો ક્રુરસિંહ, અંદર આવી નમન કરી બોલ્યો:" જી હજુર સેવક હાજર છે ! હુકમ ? "

" જાઓ ! આ દુરાગ્રહીના માતા–પિતાને સત્વર અહીં હાજર કરો. "

કાન્તા ગભરાઈ. પણ હિંમત વશ થઈ બોલી: " કામીલાલ ! પાપી ! દુષ્ટ ! તારી અધમ ધારણા પાર ન પડવાનું વેર, મરણ હોય

તો મને કાપી કાપીને લે. પણ મારા નિર્દોષ—પવિત્રતાની મૂર્તિસમા માતા પિતાને મારવાનો, તું શા માટે સંકલ્પ કરે છે? આ ક્ષણિક જીંદગીમાં તું ગમે તેટલી સત્તા વાપર —ગમે તેટલો જુલમકર. પણ છેવટ તું ટકવાનો નથીજ. **સત્યનો અહિં નહિ, તો પ્રભુ પાસે જય છેજ!"**

કુરસિંહ, કાન્તાના માતા-પિતા—ચંદ્રમણિ અને વિન્ધ્યાને તેડી લાવી, કાળસેન પાસે આવી ઉભો. કાળ સમા કાળસેને આજ્ઞા કરી: "જાઓ! આ ડોસાને સખ્ત બેડી જકડી, કારાગૃહમાં અત્યારેજ પૂરી દ્યો." આ સાંભળતાંજ કુરસિંહ, ચંદ્રમણિને, કાન્તા જોઇ શકે એમ બુંડે હાલે ઘસડી ગયા!

હવે કામાંધ કાળસેને, વિન્ધ્યાની છાતીમાં પાટુ મારી, કટાર મસ્તક ઉપર ફેરવી, કાન્તા તરફ જોઇ કહ્યું: "કાન્તા! છેલ્લી વખત કહું છું કે તારી માનો જીવ ઉગારવો હોય તો શરણ થા."

અશ્રુપૂર્ણ આંખે, બે હાથ જોડી, નિનતાથી કાન્તા બોલી: "રાજા! દયા કર! રહેમ કર! આટલો દુષ્ટ ન થા. અમને વધુ ત્રાસ નહિ આપતાં હવે જવા દે. પરમેશ્વર તારૂં ભલું કરશે!"

"અરે! હમણાં આને કાપી નાખું છું! નહિ તો માની જા. સીધી રીતે શરણ નહિ થાય તો દુનિયામાં પણ રહી શકશે નહિ."

આંસુડાથી ભીંજાઇ ગયેલા મુખને હાથવતી ઢાંકતી, રડતી રડતી કાન્તા બોલી: "ઘાતકી! મારા માટે આ નિર્દોષ આત્માનો વધ કરવા શા માટે તૈયાર થયો છે?"

કાળસેને બીજીવાર બિચારી વિન્ધ્યાની છાતીમાં જોરથી લાત મારી. અને બોલ્યો: "હવે તારૂં ડહાપણ જવા દે, માબાપ વહાલાં હોય, અને તારે જીવવાની આશા હોય, તો હઠ છોડી શરણ થા."

માતાને બચાવવાનો એકે ઉપાય નથી, એમ ધારી રડતી રડતી કાન્તા, વિજ્યા તરફ જોઇ બોલી: " માતુશ્રી ! હું કેવળ નિરૂપાય છું ! તમને બચાવવાનું, મારાથી કાંઇપણ બનતું નથી. એ માટે આ નીરાધાર બાળકીને ક્ષમા આપજો. હું મરવાને તૈયાર છું. પણ આ રાક્ષસ મને નથી મારતો કે નથી મુક્ત કરતો. વહાલાં માતુશ્રી ! તમે નિશ્ચિંત રહેજો. હું મારો દેહ કદી પણ અપવિત્ર કરીશ નહિ. પણ આ સઘળુ મારા માટેજ થયુ એ માટે હું ખેદિત છું ! "

ઘાતોથી બેબાકળી થઇ ગયેલી વિજ્યા ધીરે ધીરે આંસુ પાડતી બોલી: " પુત્રી ! કાન્તા ! તેં ખરી ટેક જાળવી. પતિવ્રતનું રક્ષણ કર્યું કરીશ, એ માટે મરણની છેલ્લી આણીએ પહોંચેલી તારા વૃદ્ધ માતાને સંતોષ થાય છે ! મરવાથી હું પણ ડરતી નથી. તારા માટે–તારા ધર્મ માટે–તારી ઉત્તમ ટેક માટે હું ખુશીથી મારૂં લોહી રેડીશ. તું જરા પણ ખેદીત થઇશ નહિ. આવા ઘોર કર્મ કરનાર પાપીઓને, સર્વ શક્તિમાન્ ઇશ્વર તેનો પૂરતો બદલો આપ્યા સીવાય કદી નહિ રહે. "

કાળસેન તાડુકી ઉઠ્યો: " હજી તેં મર્દના હાથ નથી જોયા. ફોકટની હોશીયારી શા માટે કરે છે ? જીવ બચાવવો હોય તો તારી પુત્રીને સમજાવ ! "

વિજ્યા હિંમતથી બોલી: " દુષ્ટ ! લવારો શા માટે કરે છે ? મને મારી નાખવી હોય. તો મારી નાખ. પણ વિના કારણ કુશબ્દો ઉચ્ચારી મારા કાનને અભડાવ નહિ ! "

વકરેલા વાઘની પેઠે આમ તેમ કટાર ફેરવી. નિરપરાધી વિજ્યાની છાતીમાં બે ચાર ઘા કરી, કૃતાર્થ માની તેને લોહીથી તરબોળ રહેવા દઇ કાળસેન ત્યાંથી ચાલ્યો ગયો.

શુદ્ધ અંતઃકરણની પરંતુ ભાગ્યહીન કાન્તા, પોતાની માતાને મરણ પામેલી જોઇ, બેશુદ્ધ થઇ પૃથ્વીપર તૂટી પડી !

* * * * *

હમેશાના નિયમ મુજબ બીજે દીવસે પ્રભાતે કચેરી જામી. રત્ન-જડીત સિંહાસનપર કાળસેન બેઠા છે. રાજાની ખુશામદ કરનારા સઘળા અમલદારો પોતપોતાની જગ્યાએ બેઠા છે. રાજ્યમાં કેવળ એક પ્રધાન ધર્મનિષ્ઠ છે. પણ પ્રજાને પીડવાનોજ મુદ્રાલેખ રાખનાર કાળસેનને તે પ્રધાન કંટકવત્ થઇ પડ્યો છે. અને તેથીજ અત્યારે રાજાએ, પ્રધાનને બોલાવેલ નથી. મુખ્યત્વે દુષ્ટ—વ્યભીચારી—વ્યસનનીઓજ એકત્ર થયા છે. સઘળા અમલદારો પરસ્પર આગ્રહ કરી સોગંદો આપી કસુંબો પીવા—પાવા લાગ્યા. વિલાસક્ત રાજાના હુકમથી ગણીકા કામપ્રભાનો નાચ શરૂ થયો. સાથે 'વાહવા-વાહવા' ના પોકારો સાથે કસુંબાની લહેરમાં રંગીલા લાલા ડોકાં ધૂણવા લાગ્યા.

" અમર રહો ભૂપતિ ! શુભમતિ ધારી...
હા...હા...હા...હા...
" સુખી રહો......રૂમઝુમ, છુમછુમ......
" ઘુઘરી વાગે છુમ છનનનન......અમર રહો !.
" પ્રેમી હૃદય હા......રાય તમારૂં...
" પ્રેમી હૃદયને છે ચાહનારૂં...
" થેઇ થેઇ થેઇ થનનનન......
" મૃદંગ ગાજે ધીરકીટ ધીરકીટ........હા...હા...
" ધાધા કીડાન કીડાન ......આ...આ...
" ધીની તકકીટ છુમ છનનન......અમર રહો ! "

ફણીધર જેમ સંગીત લુબ્ધ બની ફણા ડોલાવી પોતાની રસીકતા પ્રદર્શિત કરતો હોય, તેમ કાળસેન, ગાન સાંભળી ડોક ડોલાવવા

લાગ્યો. " કંઠની કેવી મધુરતા ! કેવો મોહક સ્વર ! કેવા આભતાળ ! કેવું ગાયન ! પ્રત્યંગનો કેવો મરડાટ ! ચક્ષુનો કેવો કટાક્ષ ! " આવા ઉદ્ગારો કાઢતા સર્વ જનોના હૃદય હર્ષોદધિમાં સ્નાન કરવા લાગ્યા. થોડી વારે ગાન અટક્યું. ગાયીકાના હાથ થાકી ગયા. પગ સ્થિર થઇ ગયા. સર્વે સંતુષ્ટ થયા. યોગ્ય ઇનામ આપી કામપ્રભાને વિદાય કીધા પછી કાળસેને, ચંદ્રમણિને કચેરીમાં હાજર કરવા હુકમ કર્યો.

થોડીવારે સીપાઇઓએ ચંદ્રમણિને, વજ્રની બેડીઓ સહિત, બંધીવાનો માટે બનાવેલા લોખંડના પાંજરામાં હાજર કર્યો દુર્ગુણી—દુરાત્મા અમલદારો ખૂશી થતાં ચંદ્રમણિ શેઠની મશ્કરી કરવા લાગ્યા.

કાળસેને મોટે અવાજે કહ્યું: " ચંદ્રમણિ ! તને અહીં શામાટે બોલાવ્યો છે, એ તું જાણે છે ? તારી કાન્તાને મારે પરણવું છે. પણ તે આનાકાની કરે છે. ગઇ રાત્રે વિજ્યા ડોસીને સ્વધામ પહોંચાડી છે. આજે તારો વારો છે. જીવિત દાનની જરૂર હોય તો કાન્તાને સમજાવ ! "

પત્નિનો વધ થયાથી ચંદ્રમણિ પૃથ્વીપર પડી ગયો. થોડીવારે સાવધ થઇ બોલ્યો: " રાજા ! આ સઘળાં ઉપરથી તારૂં માઠું ભવિષ્ય માલુમ પડે છે. પણ થયું. તે થયું હવે જે પગલું ભર તેમાં પૂર્ણ વિચાર કર. તું મને મારી નાખવા ઇચ્છે છે એ જાણ્યું. **મનુષ્ય અને વસ્તુ માત્ર નામ તેનો નાશ છેજ.** કોઇ વ્હેલું કોઇ મોડું. આ દુનિયામાં કોઇ સ્થિર રહ્યું નથી, અને રહેશે પણ નહિ, કિંતુ સર્વ પ્રાણીને ' મૃત્યુના મ્હોંમાં ' હોમાવાનુંજ છે. " જરા વાર રહી અવાજને વધારી કડક રીતે બોલ્યો: " પણ તું યાદ રાખજે કે આ કૃત્ય કર્યા પછી તને મોટો પસ્તાવો થશે. પાપી રાજા ! તું મને મારી નાખ, તે પહેલાં જરા વિચાર કર. તારા કાન ઉઘાડ ! "

તે બોલતોજ રહ્યો. કાળસેને, કાન્તાને દિવાનખાનામાંથી કચેરીમાં લાવવા હુકમ કર્યો. ચંદ્રમણિ, આ સાંભળી વિક્રાળસિંહની પેઠે ગર્જના કરતો બોલ્યો: "અરે! દુષ્ટ રાજા! નિર્દોષિનો નાશ કરનાર ધિક્કાર છે તને! ધિક્કાર છે તારા માતા પિતાને કે તારા જેવા અઘોર કર્મ કરનાર શયતાનને જન્મ આપ્યો. ઘાતકી! તું ન સમજતો કે મારા મૃત્યુના ડરથી કાન્તા તને વશ થશે! બરાબર યાદ રાખજે તું ઘણી ખરાબ હાલતમાં મરીશ! કુકૃત્યના કડુફળ તારે ચાખવા પડશેજ પડશે!"

મીઠી દૃષ્ટિએ નિહાળનાર માતાના પરલોક ગમનથી રડતી, અને વારે વારે પોતાના મૃદુલકરથી અશ્રુઓને લૂછતી, અને વિષયાસક્ત રાજાને હજારો શાપ આપતી કાન્તાને, અનુચરોએ કચેરીમાં લાવી મૂકી. પીતાને પિંજરામાં દેખી, આ પાપી રાજા તેમને પણ નહિ છોડે, એ વિચારથી કાન્તાનું કોમળ હૃદય ચૂરેચૂરા થઈ ગયું. શરીર લથડ્યું. અને એકાએક મૂર્છિત થઈ ગઈ.

લાડકવાયી પુત્રી કે જેને અનેક લાડમાં ઉછેરી હતી, તેની આવી અસહ્ય સ્થીતિ જોઇને ચંદ્રમણિ, રાજાને સંબોધીને કંપતે કંપતે કહેવા લાગ્યો "હત્ ભાગ્ય ભૂપતિ! તારૂં નિકંદન થશે. તું નીચાત્માના ભમાવ્યાથી પાયમાલ થઇ ગયો છે—અને થઇશ. માટે ચેત! અબુદ્ધ! હજી ચેત ચેત!"

ગુરસિંહ પાસેજ બેઠો હતો. તેણે રાજાને ખુશામદના શબ્દો કહ્યા: "ખુદાવિંદ રાજા! મરણની અણીપર આવેલો બુઢ્ઢો હવે તેમ બકે છે. તેનું જે કરવું હોય, તે કરી નાંખવા સત્વર હુકમ કરો."

કાળસેને આજ્ઞા કરી: "હા! જુઓ છો શું? આ બોલકા બુઢ્ઢાને સત્વર શૂળીયે ચઢાવી દો!"

ક્રુરસિંહ, ચંદ્રમણિને વધસ્થાને લઇ ગયો. અને ક્રૂરતા દર્શાવતાં બોલ્યો: "બુઢ્ઢા !" વૃદ્ધાવસ્થામાં તારી આવી માઠી દશા જોઇ મને દયા આવે છે. જો મારૂં કહ્યું માને તો તું જીવી શકે. તારી પુત્રીનાં લગ્ન રાજા સાથે કર. ધણી સુખી રહે તેવું ઇચ્છવું ને કરવું એ પ્રજાનો ધર્મ છે. પુત્રી સુખી થશે, રાજ્યની રાણી થશે—ને તેં તારી ફરજ બજાવી ગણાશે. ઉપરાંત તને દ્રવ્યની મોટી રકમ મળશે. સીવાય ખુદ મહારાજાના સસરા ગણાવું એ ઓછું માન છે ?—"

ચંદ્રમણિને આ વચનો વિષ તુલ્ય લાગ્યાં. આંખો લાલચોળ કરી. ક્રોધીત સ્વરે તે બોલ્યો "દુષ્ટ ! નીચ ! આ દેહમાં જીવ છે ત્યાં સુધી એવી આશા રાખતોજ નહિ. નિમકહરામ ! નિષ્ઠુર ! અધમ ! તું યાદ રાખજે આ દુનિયામાં તારા જેવો અન્ય કોઇપણ પાતકી નથી. તું જોજે કે તારા ઉપર પરમાત્માનો કેવો કોપ ઉતરી પડે છે ! અને તેથી તારી કેવી સ્થીતિ થાય છે !"

ક્રુરસિંહે તપીને કહ્યું: "બુઢ્ઢા ! તારી વૃદ્ધાવસ્થા ઉપર લક્ષ આપી તારા બોલવા સામું હું જોતો નથી. હું તારૂં શુભ કરવા ઇચ્છું છું. અને તેથી તને પુનઃ કહું છું કે તું પક્કે પાયે વિચાર કર. તારૂં તેમાં હિતજ છે !"

"અનીતિમાન્ ! દુષ્ટ ! નીચ ! પ્રપંચી !" ચંદ્રમણિ આવેશમાં બોલી ઉઠ્યો: "એક વખત મેં મારો નિશ્ચય જણાવ્યો તે તું સમજ્યો નહિ કે ? એક ક્ષણિક સુખ વૈભવ માટે અમૂલ્ય આબરૂપર પાણી ફેરવનાર હું નહિ !"

વાત વધી ગયેલી જોઇ ક્રુરસિંહે, સીપાઇઓને હુકમ કર્યો: "સીપાઇઓ ! આ ટકટક કરતા બુઢ્ઢાને ફાંસીને માંચડે લટકાવો,"

આજ્ઞા મળી કે સીપાઇઓએ, ચંદ્રમણિને ફાંસીએ લટકાવી, પાટીયું ખસેડી દીધું! નિર્દોષ શેઠનો પવિત્રાત્મા સ્વર્ગે સીધાવી ગયો!

ધર્મ મૂર્તિ શેઠને, છેવટ પ્રભુ—ભક્ત કરવાની તક પણ આ પાપીએ આપી નહિ!

* * * * * *

બિચારી કાન્તા, શયનગૃહમાં ચિંતાગ્રસ્ત ચ્હેરે બેઠી છે. "ચિંતા— ચિતામાં ફેર શો? બન્ને પ્રજાળે દેહને, ચિંતા દહેસજીવને બાળે ચિતા નિર્જીવને." કાન્તાનું શરીર કૃશ થઇ ગયું છે. શરીરમાંથી લોહી સૂકાઇ ગયું છે. કાંતિમાં અજબ ઘટાડો થઇ ગયો છે. તેનું કોમળ અંતઃકરણ ચિંતાગ્નિમાં બળી રહ્યું છે. તે વિલાપ કરે છે: "હાય! આ પાપી રાજાની ઇચ્છાના અનાદરના પરિણામમાં મારૂં મૃત્યુ થશે, એમ જણાય છે! પણ તેથી શું? હું પતિત થઇશ? નહિજ. પ્રભુ! તું ઉગાર. તારા સિવાય મારો કોઇ પણ આ દુનિયામાં હવે સાચો ઉદ્ધારક નથી. માતા પિતા પણ સ્વર્ગે ગયાં!"

શયનગૃહમાં પ્રવેશ કરતાં કાળસેન બોલ્યો: "ચતુરા! હવે વખત ના ગુમાવ! સંતોષકારક ઉત્તર સંભળાવ! મારો જીવ ગભરાય છે! કામજ્વર નસેનસ પ્રસરતો જાય છે!"

"નરાધમ! સિંહનો મુછવાળ, સર્પના મસ્તક ઉપરનો મણી, કૃપણનું દ્રવ્ય, એ વસ્તુઓ તેમનાં જીવતાં કોઇ લઇ શકતું નથી. તેમ સતીના શીયળને સંહારવા સૃષ્ટિમાં દેવ—દાનવ કે માનવ કોઇ સમર્થ નથી. હેવાન! જરા સમજ! મને મુક્ત કર."

"વહાલી! દાસ તારા પ્રેમમાં દીવાનો બન્યો છે. તપેલાને વધુ તાવો નહિ, દીવાના દર્દીને વધુ દુભાવો નહિ!"

"વિકારને વશ થઇ અધમ કૃત્યમાં આળોટનાર! તારા જેવા

ક્રૂર માનવને ધિક્કાર છે!—શતકોટી વાર ધિક્કાર છે! ઈશ્વરની ભયંકર શિક્ષા તારા જેવા શયતાનને માટે હમેશાં તૈયાર છે!!!

"ફિકર નહિ! હું તો તમારા સૌંદર્ય રંગથી રંગાયો છું. કામાનળની પ્રચંડ જ્વાળાથી દઝાયો છું!"

"પ્રજાના પાળક બની આમ નીતિ વિરૂદ્ધ વાક્યો શું વદો છો?!" કાન્તા ક્યામણા મુખે બોલી.

કાળસેન ક્રોધાવેશથી બોલ્યો: "ચંડાળીણી! પાપિણી! હવે તું ક્યાં સુધી આમ ટકટક કર્યા કરીશ?"

કાળસેનના ક્રોધમીશ્રીત શબ્દો, રક્તવર્ણિય ચક્ષુઓ, રગેરગમાં વ્યાપી રહેલો જુસ્સો, ક્રોધથી ચઢી આવેલી ભ્રકુટી—આ સઘળું જોતાં કાન્તા ગભરાઇ ગઇ. ભયભીત થઇ. ભયની મારી કાંઇ બોલી શકી નહિ.

કાળસેન ફરીથી બોલ્યો: "નીચ! કુલ્ટા! મારી વાતપર-હું કહું છું તેપર ધ્યાન આપ. નહિતર તારા શોણિતથી આ શયનગૃહ પળવારમાં રંગાઇ જશે!"

"ઝાંઝવાના જળસમાન વિષયના ક્ષણભંગુર સુખ માટે હું કદી પણ સતીત્વનો ત્યાગ કરીશ નહિ. અને એ માટે હું ખુશીથી તારી કટાર નીચે માથુ ધરીશ! સતીની પંક્તિમાં મારૂં નામ અમર રહેશે એજ મારૂં જીવન!—"

કાળની સમાન ગર્જના કરતો કાળસેન તાડુકી ઉઠયો: "દુષ્ટા સમજ! ભામટી સમજ!" જરા ધીમો પડી બોલ્યો: "હજી તું વિચાર કર. મારી આશા પૂર્ણ કર. તને ખબર હશે કે તું અહીં એકલી છે!"

"નહિ હું એકલી નથી, મારી પાસે વિશ્વપીતા ઉભેલા છે!"

કાળસેન, કાન્તા પાસે જઇ તેનો કોમળ હસ્ત પકડી બોલ્યો:

" કાન્તે ! આમ હઠીલી શામાટે થાય છે ? અહીં તારૂં કોઇ નથી માટે—"

કાળસેન પુરૂં બોલે તે પહેલાં: " મારો હસ્ત છોડો. મને અડો ના. હમણાં હું મારો જીવ કાઢી નાખીશ. નાહક સ્ત્રીહત્યા ન લો. છોડી દો. ખસો " " કાન્તાએ આક્રન્દ કરતાં કહ્યું:

" અત્યારે હું દીનબની તારા પ્રેમની ભીક્ષા માગું છું. મારી ધારણા પૂરી કર. " ગંભીરતાથી કાળસેને કહ્યું:

" દૂર જા પાપી ! " કાન્તાએ છંછેડાઇને કહ્યું.

" શું હું પાપી ? "

" હા ! પાપી ! બેશક પાપી ! મહા પાપી ! ઘોર પાપી ! "

કાળસેનની આંખો ફાટી. કાન્તા પ્રતિ તે પૂર્ણ જોસમાં ધસ્યો. કાળસેનને પોતાની તરફ આવતો જોઇ કાન્તા ઘુઘવાટો કરી બોલી: " પાપાત્મા ! પીશાચ ! બસ એટલેજ ઉભો રહે ! મને અડીશ તો—"

કાળસેને ફડાક દઇને કાન્તાના ગાલ ઉપર તમાચો લગાવી દીધો. કાન્તા પુરૂં બોલી ન શકી. તમાચાના જોરથી તે ઢળી પડી. પાછી સાવધ થઇને બોલી: " દુષ્ટ ! કામી રાજા ! ધિક્કાર છે તને ! તારી નીચ અને પાપી ચાલનો બદલો ઇશ્વર તરફથી તને જરૂર મળશે. જો તું મારો વધ કરીશ તો તે માટે હું મને અહો ભાગ્ય માનીશ—તારા પાપીના પંજામાં રીબાઇ રીબાઇ મરવાના દુ:ખથી મુક્ત થઇશ ! "

કામી રાજાનું લોહી ઉકળી આવ્યું. રોમ રોમ વિષ વ્યાપ્યું. રૂવાં ઉભાં થઇ ગયાં. ચક્ષુઓ અંગારા જેવા લાલ થઇ ગયાં કાન્તાનું જોરથી કાંડુ પકડી તે બોલ્યો: " બોલ હવે તું તાબે થાય છે કે નહિ ?—"

કાન્તા, નીચું જોઇ મૌન રહી.

કાન્તાને મૌન જોઇ કાળસેન દાંત કચકચતો બોલ્યો: " ચંડાળીણી ! બોલ નહિ તો—"

" ના. "

નેત્રામાંથી અગ્નિકણો વર્ષાવતો ગર્જના કરતો કાળસેન બોલ્યો "ગર્વની ટોચ ઉપર ચઢેલી છકેલ છોકરી ! હું તને અબળા જાણી, નમ્રતાથી વર્તું છું. તેનો લાભ લઇ તું મને ધિઃક્કારે છે !—ફીટકારે છે ! પણ હવે મેં નમ્રતાને છોડી દીધી છે. મારી ઇચ્છાને વશ નહિ થશે. તો આ કટાર એક પળવારમાં તારા શોણિતમાં સ્નાન કરશે ! સમજ ! હજુ વખત છે ! "

" દુષ્ટ ! પાપી ! ચંડાળ ! પીશાચ ! અધર્મી રાજા ! તું મને નાશ કરીશ તે પહેલાં તને બે શબ્દો જણાવું છું. દુષ્ટ ! આ અબળા ઉપર જુલમ કરતાં અત્યારે તો તું ફાવીશ, પરંતુ છેવટે જરૂર તારા જેવા પીશાચ ઉપર ઇશ્વરી કોપ ઉતરી પડશે. હું ધારૂં તો મારા સતીત્વ બળથી તને શાપ આપીને બાળી ભસ્મ કરૂં. પણ નહિ સર્વેશ્વરજ તને તારાં દુષ્કૃત્યની શીક્ષા કરશે. તારૂં રાજ્ય દુશ્મનોને હાથ જશે. તારા વંશનો નાશ થશે. ઉપરાંત તારૂં રીબાઇ રીબાઇને મૃત્યુ થશે. તારા દેહમાં કીડા પડશે. બસ ! ચંડાળ ! કસાઇ ! ચલાવ તારી કટાર ! શા માટે વિલંબ કરે છે ? તારી દુરાશા પાર ન પડવાનું વેર આ સતીને કાપી કાપીને લે ! "

હવે તે નીર્ભય બની ઉભી. ભયને સ્થાને આનંદ થયો. શરીરમાં એક પ્રકારની વિલક્ષણ શક્તિનો પ્રવેશ થયો. હૃદય નીષ્કંપ બની ગયું. ચક્ષુમાંથી વિશુદ્ધીની પ્રભા બહાર સરવા લાગી.

કાળસેનનો ક્રોધ કાબુમાં રહ્યો નહિ. એક છલંગ મારી નીર્દોષ કાન્તાનો પોતાની કટાર વતી પ્રાણ લીધો ! સંપૂર્ણ કળાએ વિકસેલું એક કન્યાકુસુમ આમ અધમ જનના હાથથી કરમાઇ જઇ મૃત્યુ પામ્યું !

# પ્રકરણ બીજું.

## દુષ્ટતાનું દર્શન.

" કામી જનોને ભાન લજ્જા, કિર્તિનું ના હોય છે ? "



પોતાના પ્રિય મિત્ર સુધાકરને પ્રકાશવાનો અવકાશ આપવાના ઉદ્દેશે ભગવાન્ ભાનુદેવ, પશ્ચિમ દીશા પ્રતિ કૂચ કરવાની તૈયારીમાં છે. સંધ્યાસુંદરી કસુંબલ રંગની સાડિકા પરિધાન કરી ભાનુદેવની પાછળ જવા આતુર છે. પોતાને જીવન અર્પક વીર પુરૂષને અદૃશ્ય થતો જોઇ કમળો, પોતાના દેહ સંકુચિત કરવા લાગ્યા છે. પક્ષીઓ ભાનુદેવને છેલ્લી વારના પ્રણામ કરી પોતપોતાના માળામાં છુપાઇ જવાની તૈયારીમાં છે. આખો દિવસ કામ કરી થાકેલા કારકુનો, વિદ્યાર્થીઓ સાથે માથાફોડ કરી કંટાળેલા શિક્ષકો, નિવૃત્તિપરાયણ થઇ ગયા છે. આવા સમયે એક યુવકે એક ગૃહના દ્વાર પાસે આવી બુમ મારી: " અંદર કોઇ છે કે?"

પ્રત્યુત્તર નહિ મળતાં તે યુવકે દ્વાર ખોલી ગૃહમાં પ્રવેશ કર્યો. આડાઅવળા પાંચ દ્વાર વિતાવ્યા પછી એક મોટી ફુલવાડી આવી. વાડીની મધ્યમાં એક મહેલ હતો. આ મહેલને જોઇ તે યુવક દીગજ થઇ ગયો. અજબ કારીગરી વાળા અગણિત થાંભલા, ચળકતા આરસના વિવિધ રંગીય પગથીયા, અસંખ્ય કમાનદાર બારીયોની રોનક, જરૂખાનો ઠાઠ, જાળીઓની અજબ નકશી, આ સર્વ જોઇ તે યુવક આભોજ બની ગયો આ મહેલની રમણીયતા, આકર્ષકતા જોવાનો

તેને આ પ્રથમજ પ્રસંગ હતો. મહેલની ટોચે બેસેલા બાલાની કંચનની અણીઓ, અસ્ત પામતાં ભાનુના કિરણોવડે ચળકી રહી છે. આ બધું ધ્યાનપૂર્વક નિહાળતો તે યુવક. એક વિશાળ ખંડ નજીક આવી પહોંચ્યો. આ વખતે આ ખંડમાં **વિનયચંદ્ર** આડો પડેલો છે. તેની પ્રિય પત્ની **સુશીલા**. પોતાના પાલવવતી પતિને પવન ઢોળે છે. દંપતી ગત પ્રકરણમાં બનેલી ઘટના સંબંધી વાર્તાલાપ કરી રહ્યા છે. ત્યાં સામેથી યુવકને આવતો જોઈ **વિનયચંદ્ર** ઉભો થઈ ગયો. **સુશીલા** અન્ય ખંડમાં ચાલી ગઈ. વિનયથી **વિનયચંદ્ર** બોલ્યો: "પધારો! પધારો! શિરતાજ! મુકુટમણિ!"

આ યુવક બીજો કોઈ નહિ, પરંતુ ગત પ્રકરણમાં ક્રૂરતા દર્શાવનાર **કાળસેન**જ હતો. પ્રધાન **વિનયચંદ્રે**, રાજાનો પોતાની યોગ્યના પ્રમાણે સત્કાર કર્યો. **કાળસેન** બેઠો. પણ તેના મનમાં એ વિચાર ઘોળાયા કરતો હતો કે "હું રાજા! આ મારો પ્રધાન–નોકર! છતાં પણ તેના મહેલની શી રમણીયતા! ઉત્તમતા!" **કાળસેન** આ વિચારમાં તલ્લીન હતો.

**વિનયચંદ્રે** વિનયપૂર્વક પૂછ્યું: "નામદાર! મહારાજા! આપશ્રીએ આપનાં પુનિત પગલાંથી આ સેવકનું ગૃહ પાવન કર્યું. 'પુનિત ચરણ આપનાથી પુનિત બન્યું સ્થાન આ' આજે હું કૃતાર્થ થયો. આપ એકાકી આવ્યા છો તેથી જણાય છે કે કાંઈ જરૂરી કામ હોવું જોઈએ. સેવક એ જાણવા ઇન્તિજાર છે–હુકમનો તાબેદાર છે!"

**વિનયચંદ્ર** બોલતો બંધ થયો. અને રાજા તરફથી શી આજ્ઞા મળે છે, તે સાંભળવા સ્થિર થઈ બેઠો. **કાળસેન** મોઢું હાલતું રાખી બોલ્યો: "**વિનયચંદ્ર**! સાંભળ્યું છે કે આપને એક પુત્રી છે."

સાંભળતાંજ **વિનયચંદ્ર**ને ધ્રાસકો પડ્યો. **કાળસેને** અનેક કુમારિકાઓના કૌમાર્યનું છેદન કરેલું છે, એ તે સારી રીતે જાણતો હતો.

તેથી તેણે જાણ્યું કે, અવશ્ય આ દુષ્ટ, દુષ્ટાશયથી અત્રે આવ્યો જણાય છે! છતાં વિવેકથી યોગ્ય ઉત્તર આપ્યો. "જી હા!"

કાળસેન બોલ્યો "ઠીક? ત્યારે હજુ તેનું ક્યાંઇ સગપણ નહિ થયું હોય?"

વિનયચંદ્રને વધુ ધ્રાસકો પડ્યો. તેનું શરીર કંપી ઉઠ્યું. હજી પણ તેનાથી વિનય ત્યાગીને તો નજ બોલાયું. "જી ના! હજી સગપણ કર્યું નથી. બે ચાર સ્થળેથી માગા આવ્યા હતા પણ કોઇ આપણી કન્યાને યોગ્ય ન હતા!"

"હમણાં ક્યાંય વાત ચાલે છે?"

"જી હા! ચંદ્રગઢના પ્રધાનના જ્યેષ્ઠ પુત્ર સાથે!"

"તે કાંઈ એવો સ્વરૂપવાન નથી!"

"વિશેષરૂપનું કાંઈ કામ નહિ, ગુણમાં ઠીક જોઇએ. મને જણાયું છે કે તે સર્વે શુભગુણ યુક્ત છે.

"તે તમે કેમ જાણ્યું?"

"ચંદ્રગઢમાં મારા સગાં છે. તેઓ કહે છે કે અમારા રાજ્યના પ્રધાનનો પુત્ર બહુ ગુણવાન છે"

"એ બધું જવા દો. કદાચ આ આનંદગઢમાંથી કોઇ લાયક નર મળી આવે તો?"

"મારા સમજવામાંજ નથી!"

"પણ મારા સમજવામાં છે!"

"કહો ત્યારે!" વિનયચંદ્રે લાંબી ખટપટમાં ન પડતાં ટુંકો ઉત્તર આપ્યો.

"કેમ તમારી દૃષ્ટિએ આ શહેરમાં કોઇ તમારી કન્યા માટે લાયક નરજ જણાતો નથી?"

"જી ના!"

"શું ખુદ મહારાજા કાળસેન પણ નાલાયક છે?"

"નહિ, આપને નાલાયક કેમ કહેવાય? આપ અમારા શિરતાજ!"

"તો પછી હું પોતેજ તમારી પુત્રીનું માગું કરું છું." કાળસેને **દુષ્ટતાનું દર્શન** કરાવ્યું.

**વિનયચંદ્ર**નાં ચક્ષુ લાલ બની ગયાં. તે બૂરકી ઉઠ્યોઃ "દુરાશયી! જરા બોલતાં શરમા. હું વણિક તું રજપુત!" **વિનયચંદ્રે** આવા ક્રમમાં અત્યારેજ વિનયનો ત્યાગ કર્યો.

"જાતી ભેદ. પણ રાજા!"

"એટલે?" **વિનયચંદ્રે** ક્રોધિત સ્વરે પૂછ્યું:

"તમોને કેટલીય પ્રકારનો લાભ થશે!"

"જહન્નમમાં ગયો એ લાભ!" આટલું કહી **વિનયચંદ્ર** મુછે હાથ ફેરવતો ઉભો થઈ ગયો. કાળસેન પણ ઉભો થઈ ગયો. બંનેએ પરસ્પર થોડીપળ સામસામું ટગર ટગર જોયા કર્યું.

પછી કાળસેન ખંડ બહાર નીકળ્યો. અને દાંત કચકચતો બોલ્યોઃ "મારૂં અપમાન કરનાર—મારા જેવા, એક શૂરા રાજાના માગાનો અસ્વીકાર કરનાર દુષ્ટ!"—કાળસેનથી પુરૂં બોલાયું નહિ. **વિનયચંદ્ર**ને વિકાળરૂપમાં તલ્વાર મ્યાનમુક્ત કરતો જોઈ કાળસેન ત્યાંથી દોડ્યો. **વિનયચંદ્ર** ખુલ્લી તલ્વારે પાછળ દોડ્યો. ફુલવાડીને છોડી જરા આગળ જતાં બંનેના ભેટભેટા થયા. **વિનયચંદ્ર** તલ્વાર ઉગામી જેવો ઘા કરવા જતો હતો ત્યાં માર્ગમાં પડેલી એક પુષ્પની છાબડી નડી. અને તલ્વાર સાથે **વિનયચંદ્ર** પૃથ્વીપર પડી ગયો.

આ તકનો લાભ લઇ કાળસેન ત્વરાથી **વિનયચંદ્ર**ના મહેલ બહાર નીકળી ગયો. કાળસેનના સદ્‌ભાગ્યે, અને પ્રજાના દુર્ભાગ્યેજ આ ઘટના બની!



## પ્રકરણ ત્રીજું.

## ગુલાબનું ફુલ.



ધકારનો ઘોર પડદો ચીરી ભાનુદેવ રક્ત વર્ણિય મુખે ઉદય થયા છે. દેવસ્થાનોમાં કર્ણપ્રિય ઘંટનાદો થઇ રહ્યા છે. કાળસેન અને તેનો મિત્ર કુટિલસિંહ, વિલાસાલયના મધ્યમાં ટાંગેલી ચંદન કાષ્ટની રત્નજડીત હીંડાળા ખાટપર બેઠા છે. જરા જરા ચાલતો ખાટનો ધ્વનિ, ખંડમાં પથરાયલી શાંતિનો ભંગ કરે છે.

"સાંભળ્યું છે કે આપ કોઇ સતી સ્ત્રીની શોધમાં ફરો છો." કુટિલસિંહે કહ્યું:

કાળસેને ઉત્તર આપ્યો, "આપનું અનુમાન સત્ય છે."

"પણ સતીની ક્યાંય ભાળ મળી?"

"હા, પણ—"

"પણ શું?"

"પ્રધાન વિનયચંદ્રે કાલે મારૂં ભયંકર અપમાન કર્યું."

"હેં! શું બોલો છો? તે શું આવા અધમ સ્વભાવનો છે? કુટિલસિંહે પૂછ્યું:" આપનું શી રીતે અને કેવું અપમાન કર્યું?"

"મેં સાંભળ્યું હતું કે વિનયચંદ્રને એક પુત્રી છે, તે રૂપ, ગુણનો ભંડાર છે, સતી છે. તેથી તેના—"

"કેમ અટક્યા?"

"તેના મહેલે કાલ—"

"તેના મહેલે કાલ ગયા હતા?"

"હા. કુટિલસિંહ! તેની સતી પુત્રીનું માગું કરવા હું ગયો હતો, પણ—"

"શું ના પાડી?"

"હા, અને હું ઉઠયા એટલે મારી પાછળ—"

"શું?"

"ખુલ્લી તલ્વારે દોડયો."

"હેં!" કુટિલસિંહ બોલ્યો: "તે દુષ્ટ આપની પાછળ તલ્વાર લઇને દોડયો? અય નીચ! ધિક્કાર તને! ધિક્કાર તારી જાતને? જેનું લુણ ખાય છે, તેનો વધ કરવાનો બદલો?"

વાંચનાર! વિનયચંદ, પોતાની પુત્રીનું એક કામાંધ, દુર્ગુણાત્માનો માગું કરતો શી રીતે સાંખી શકે? આવું ભાન રાગરંગમાં, વિષયના ગંદા કીચડમાં, છેક ગળા સુધી ગરકાવ થયેલાં કુટિલ, કુટિલસિંહને કયાંથી હોય? કાળસેનના જેવોજ તે નીચ, પાપી, કામી હતો.

× × × ×

કાળસેને બૂમ મારી. "કોઇ છે?"

બહાર ખુલ્લી તલ્વારે પહેરો ભરતો એક મીયાં અંદર આવ્યો, સલામ કરી બોલ્યો: "સેવક હાજર છે. હુકમ?"

હુકમ મળ્યો, "સેનાધિપતિને જલ્દી અહીં તેડી લાવ."

પાછું જોયા વગર મીયાં એકદમ દોડી ગયા.

થોડીવારે સેનાધિપતિ, કાળસેન અને કુટિલસિંહ જે ખંડમાં બેઠા હતા તે ખંડમાં દાખલ થયો, કાળસેનની આજની યમસદૃશ પ્રચંડ આકૃતિ જોઇ સેનાધિપતિ ભય પામ્યો.

કાળસેને ક્રોધિત મુદ્રાએ કહ્યું: "સેનાધિપતિ! જાઓ. એક હજાર વીર લડવૈયાને શસ્ત્રથી સજ્જ કરો."

સેનાધિપતિ સ્તબ્ધ થયો તેના હૃદયમાં અનેક તરંગો ઉછળવા લાગ્યા. પણ કાળસેનનો મિજાજ ઓર પ્રકારનો જોઈ મૌનજ રાખવું ઉચિત છે એમ સમજી "જી હા. જાઉં છું. હમણાંજ આપની આજ્ઞાનો અમલ કરૂં છું." કહી, નમન કરી તે ચાલ્યો ગયો.

કુટિલસિંહે પૂછ્યું: "મહારાજ!—"

"નહિ મિત્ર કહો."

"મિત્ર! આપની પાછળ એ શું તરવાર લઈને દોડ્યો?

"હા."

"અરે લુચ્ચો, શયતાન, નીમકહરામ અને આપ કેવી રીતે નાસી બચી શક્યા?"

"મારા સદ્ભાગ્યે."

"બહુજ ઉત્તમ વાત. પણ વાતનો ભેદ કહો જોઈએ."

"તે તરવાર લઈને દોડ્યો, પણ જ્યાં મારી લગોલગ થયો, ત્યાં કોણ જાણે તેને શું થયું કે ચક્કરી ખાઈ પૃથ્વીપર પડી ગયો."

"પ્રભુ! તમે સારૂં કર્યું. અમારા મહારાજનો જીવ બચાવ્યો." કુટિલસિંહ ઉદ્ગાર કાઢયા.

'તમને તો હાલ—" કુટિલસિંહ, પુરૂં બોલે તે પહેલાં સેનાધિપતિ આવ્યો. અને નમન કરી કહ્યું. "આજ્ઞાનુસાર સર્વ તૈયાર છે."

કાળસેને આજ્ઞા કરી: "સેનાધિપતિ! એ હજાર લડવૈયાને લઈ જાઓ. વિદ્યાલયના પ્રધાન વિનયચંદ્રને બાંધી મારી પાસે હાજર કરો." કાળસેનની રગેરગ, ક્રોધાગ્નિમાં બળવા લાગી.

"જી હજુર! તૈયાર છું. જાઉં છું." સેનાધિપતિએ કહ્યું:
સેનાધિપતિ, લશ્કર સહિત વિનયચંદ્રના આવાસ પ્રતિ રવાના થયા.

× × × ×

કાળસેન અને કુટિલસિંહ હજી બેઠાજ છે. આડી અવળી વાતો કરે છે. ત્યાં સેનાધિપતિ આવ્યો. તેની મુખમુદ્રા અચૂક નિરાશાને વર્ણવતી હતી.

કાળસેન, ઘણી આતુરતાથી બોલી ઉઠ્યો: "ક્યાં છે એ રાજ્યદ્રોહી મારું ભયંકર અપમાન કરનાર દુષ્ટ વિનયચંદ્ર! સત્વર મારી પાસે હાજર કરો. તેને તેના કૃત્યની શિક્ષા આપું."

સેનાધિપતિ નમન કરી બોલ્યો: "નામદારશ્રી! વિનયચંદ્ર, તો કાલ રાતે રાજ્યમાંથી ક્યાંક ચાલ્યા ગયા છે."

"શું બોલો છો? રજા વિના?" કાળસેન સ્તબ્ધ થઈ ગયો.

"ક્યાં ગયા તેની કાંઈ ભાળ મળી?" કુટિલસિંહે પૂછ્યું!

"તપાસ કર્યા વિનાજ આપને આ ખબર નિવેદન કરવા આવ્યો છું."

"સેનાધિપતિ! જાઓ. એ દુષ્ટ જ્યાં ગયો હોય ત્યાંથી પકડીને લાવો. છેવટે તે ક્યાં છે તેનો પત્તોજ લાવો, ઢીલ ન કરો, તે દુષ્ટ દૂર નાસી જશે."

સેનાધિપતિ, તેજ વખતે, હજાર સૈનિકો સાથે વિનયચંદ્રની શોધમાં નીકળી પડ્યો.

બન્ને મિત્રો—કાળસેન અને કુટિલસિંહ બગીચા પ્રતિ ફરવા ગયા, બગીચો રમણીય હતો. બન્ને એક ફુવારા પાસે આવ્યા. અચાનક કાળસેનની દૃષ્ટિએ એક તાજું વિકસેલું 'ગુલાબનું ફુલ' આવ્યું.

આંગળી બતાવીને તે કુટિલસિંહને દેખાડ્યું. "જોયું પેલું 'ગુલાબનું ફુલ' ?"

"આ પાસે ક્યાં નથી! જુઓ આ કરણના ફુલો તે પણ એવાજ ખીલ્યા છે. આનેનું કેમ બતાવો છો ?"

"વિનયચંદ્રની પુત્રી પુષ્પાગૌરીનો એવો રંગ છે."

"અરે! વાહરેવાહ!" કુટિલસિંહ જરા હસ્યો.

હાસ્ય 'હ–હ'થી વધુ ગંભીર નહતું.



## પ્રકરણ ચોથું.

### એક કિર્તિને ખાતર!



શુદિ ચૌદશની અજવાળી રાત્રિ છે. નિશાપતિ ચંદ્ર આકાશમાં દીપી રહ્યો છે. તેનાં રૂપેરી અને ચળકતા કિરણોમાં સમગ્ર વિશ્વ સ્નાન કરી રહ્યું છે રાત્રિના પ્રથમ પ્રહરમાં ત્રણ સવારો મુસાફરી કરી રહ્યા છે. એકનું વય લગભગ ચાળીશ બીજાનું ત્રીશ અને ત્રીજાનું લગભગ ચૌદેક વર્ષનું છે. ત્રણેએ શ્વેત વસ્ત્રો પરિધાન કરેલા છે કમરે તલવારો લટકે છે. ભેટમાં ખોસેલી કટારો તો જાણે બહાર નીકળવા તલ પાપડ થઈ રહી હોય તેમ જણાય છે.

આગળનો સવાર તેજસ્વી છે. તેની આંખો ક્ષણે ક્ષણે દૂર સુધી દૃષ્ટિ ફેંકી રહી છે. માથાપર સાફો, શરીરપર જામો ને અંગરખા પહેરી. દુપટ્ટો ખુબ કસકસીને બાંધ્યો છે. તેનું મુખ ભયગ્રસ્ત છે. તથા તેની નૈસર્ગિક તેજસ્વિતા કાંઇ ઑરજ પ્રકાશી રહી છે!

તેના પછીનો સવાર ત્રીશ વર્ષનો યુવાન છે. તેણે આગળના સવાર જેવોજ પોશાક પહેરેલો છે, મુખ સૌંદર્યના તેજથી પૂર્ણ છે.

ત્રીજા સવારની રમણીયતા તો કાંઈ જુદીજ! કૃષ્ણવર્ણ કેશકલાપ છુટો મુકેલો છે. તેની કાંત જોઈ ચંદ્રમા કેમ જાણે લજવાતો હોય તેમ વારે વારે વાદળાંમાં છુપાઈ જાય છે! નેત્રો ઉપરના ભ્રમર કર્ણાંત પહોંચેલા છે. હરિણના જેવા ચંચળ નેત્રો. પરવાળા સમ ઓષ્ટ. ગુલાબી ગાલ, દાડમ દાણા જેવી દંતપંક્તિ આ બધું તેની

રમણીયતામાં વધારો કરી રહ્યું છે! કંઠમાં ઝુકી રહેલો સુવર્ણહાર, અશ્વની ગતિથી છાતી ઉપર આમતેમ ડોલી રહ્યો છે, સર્વાંગ સુડોળ આ ત્રીજો યુવક પણ પ્રથમના બે સવારોની પેઠે ભયમુક્ત તો નથીજ!

ત્રણે સવાર અશ્વોને પુરવેગે દોડાવતા જાય છે પ્રથમના સવારના મુખ ઉપર આશ્ચર્ય, ભય, ક્રોધ. અને હર્ષની લાગણીઓ તરી આવી. તેના શરીરમાં નવચેતન આવ્યું. સહજ કંપી, ટટાર થઈ, ઉષ્ણ નિશ્વાસ મૂકીને બોલ્યો: "શયતાન! કુલાંગાર! ધિક્કાર!—શતકોટીવાર ધિક્કાર! દુષ્ટરાજા! તેં હજારો કુમારિકાઓના કૌમાર્યનું છેદન કર્યું. બિચારા ચંદ્રમણિ, વિજ્યા અને કાન્તાના. તારી અધમાકાંક્ષા પૂર્ણ ન થવાથી ખૂન કર્યાં. છતાં ઓ પાપી! તું ન સંતોષાયો કે મારી પુત્રીને પણ ભ્રષ્ટ કરવા ઇચ્છા કરી અધમ! ચંડાળ!—"

એક ક્ષણ માત્ર મૌન રહી પુનઃ બોલી ઉઠ્યો કે "**સાધુનાં દુર્જનાશ્રયમ** સત્પુરૂષોને હમેશાં દુર્જનોનો ભય રહ્યાજ કરે છે. 'જે રાજ્યમાં નિમકહરામ, પાપી, પ્રપંચી અને દગલબાજ અમલદારોને સ્થાન મળે છે તે રાજ્યમાં સત્પુરૂષે એક પળ પણ રહેવું ન જોઇયે.' આ કથન સર્વાંશે સત્ય છે. મેં મારા સઘળા વૈભવને લાત મારી, એક કીર્તિને ખાતર, પુત્રીના શિયળના રક્ષણને ખાતર, **આનંદગઢનો** પરિત્યાગ કર્યો એ ઠીક કર્યું, નહિતર મારી અદ્યાપિ સુધી રહેલી નિર્મળ કીર્તિને જરૂર એ દુષ્ટ કલંક લગાડત."

**આનંદગઢની** હદ પૂર્ણ થતાં વળી તે સવાર બોલ્યો: "મારી વહાલી જન્મભૂમિ! ભૂમાતા! તને મારા પ્રણામ છે!—છેવટના પ્રણામ છે! પણ તને હું વિસરીશ નહિ. તારે માથે જ્યારે સંકટ આવી પડશે ત્યારે હું તારૂં રક્ષણ કરવા તૈયાર રહીશ–તને કષ્ટ આપનાર

હજારો પાપાત્માઓની લોહીની નદીઓ મારા બાહુબળથી વહેવરાવી હશે !—"

જરાવાર રહી "અને મારી તલ્વાર જ્યારે દુષ્ટ કાળસેનના રક્તમાં સ્નાન કરશે, ત્યારે હું કહીશ કે દુષ્ટ! વિષયલંપટ! પાપી! પાપીને પ્રાયશ્ચિત આપવું એ ઉચિત છે. વિનયચંદ્રની પુત્રી માટે માગું કરવા જતાં આવો લાભ છે !–વિષયમાં સંડોવાયલાને આ મહાપ્રસાદ છે! અનેક બાળાઓના શિયળને ખંડિત કરવાનું આ પરિણામ છે! પિશાચ !—"

આ બધું બીજા સવારે સાંભળ્યું. તેણે પોતાના અશ્વને વેગથી દોડાવી સાથે જઈ કહ્યું: "પ્રાણેશ! શાંત થાઓ! નાહક આપની તબીયત તેમ કરતાં લથડી જશે!"

"પ્રિયે! જીવ બચાવવાના ભયને લઈને મારે ગુપ્ત રીતે નાસવું પડે એ શું મારા જેવા શૂરવીરને ઓછું દુઃખ?"

"સત્ય! ભયને લીધે નહાસી જનાર કાયર ગણાય. પણ તેથી તમારે દુઃખ લગાડવાનું નથી. પ્રસંગ આવે એ નર–દુષ્ટનું ધડ દેહથી જુદું કરજો!"

"બેશક! ત્યારેજ હું જંપીશ. મારા જેવા કુળાભિમાની શૂરવીર પાસે મારીજ પુત્રીનું માગું કરવાની અધમતા જણાવનાર એ પિશાચ નરનું છેદન કરીશ ત્યારેજ જંપીશ. આ હૃદયમાં ભડભડ બળી રહેલી લાહ્યનું ત્યારેજ શાન્તવન થશે!"

"પ્રભુ આપને સહાય કરો."

આ સંવાદ સાંભળીને ત્રીજો સવાર એકાએક ધબ દઈને પૃથ્વી પર પડી ગયો. વિનયચંદ્ર અને સુશીલા આ જોઈ અશ્વથી નીચે ઉતર્યા. પુત્રીની સારવાર કરી, શિતળ પાણી પાસે હતું તે તેના મસ્ત-

ઉપર રેડ્યું. વસ્ત્ર ભીંજવીને કપાળપર રાખ્યું. વિનયચંદ્ર ગળતા સ્વરે બોલ્યો: "પુત્રી! બેઠી થા. તું દીલગીર શા માટે થાય છે? વિનયચંદ્રની ચક્ષુઓમાંથી અશ્રુની ધાર થઈ. સુશીલા પણ રડવા લાગી. દંપતીની અશ્રુધારા બેભાન પુત્રીની છાતીપર પડવા લાગી.

સુશીલા, પુત્રીને ચુંબન કરી બોલી: "પુષ્પા! બેટી! તું પણ અમને શા માટે દુઃખાગ્નિમાં બાળે છે. તારે આ વખતે અમને વિરતાના વચનો કહીને ઉત્સાહ આપવો જોઇએ. તેને બદલે તુંજ હાય! ગભરાઇ જાય છે! બેટા! જરા નેત્ર ખોલ! તારી માતા સામે જરા હાસ્ય વદનથી જો!"

વિનયચંદ્રની ધીરજ ના રહી, તે હૃદય ખુલ્લું મુકીને એક વૃક્ષ તળે જઇ ગુપ્ત રીતે રડ્યો.

સુશીલા બેભાનવશ પુત્રીને એકી ટશે નેત્ર નિહાળી રહી છે. નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી જાય છે તે ઉદ્‌ગાર કાઢે છે! "દુઃખમાં દુઃખ! પુત્રીને માટે ઘરબાર અને જન્મભૂમિનો પરિત્યાગ કર્યો. દૈવ ત્યાં પણ આમ દુઃખજ આવીને ઉભું! ઓ! નિષ્ઠુર વિધિ!—"

શાણી સુશીલાના કપકાથી વિધિને દયા આવી. પુત્રીએ એક નેત્ર ઉઘાડ્યું. દંપતીને આ જોઈ થયેલા આનંદનું વર્ણન કરવાને આ લેખક અશક્ત છે!

ક્ષણ અગાઉ, પ્રિય વાંચક! દુઃખાગ્નિમાં દાઝી રહેલા—બળી રહેલા દંપતી, પુત્રીની સ્વસ્થતા જોઈ હર્ષોદધિમાં સ્નાન કરવા લાગ્યા. શી વીધિની વિચિત્રતા!

પુનઃ ત્રણે સવાર થયા. પરસ્પર સામસામું જોતાં, અશ્વોને પુર્ણ વેગથી દોડાવવા લાગ્યા. અશ્વો પણ પોતાના સ્વામિની સેવા કરવાનેજ કેમ જાણે જન્મ્યા હોયની! તેમ વગર ઇસારે પ્રબળ વેગથી ગતિ કરવા લાગ્યા!

સ્નેહગઢની સીમા આવી, આનંદગઢથી આ શહેર લગભગ ચાળીશ માઇલ દુર છે, ચંદ્રમાના શિતળ કિરણોથી અહીંની ભૂમિ શાંત જણાય છે, આ ભૂમિમાં પગ મૂકતાંજ ત્રણે મુસાફરો શાંત થયા. ઘોડાને ધીમા કર્યા.

રમણીય પ્રભાત થયું. સ્નેહગઢના વિશાળ ગગનચુંબી મહેલો નજરે પડ્યા. જરા આગળ ચાલી ત્રણેએ એક સરોવર પાસે મુકામ કર્યો. સરોવર શાંત હતું. ભાનુદેવના રક્ત કિરણો તેની છાતીપર આળોટતા હતા.

અત્યારે શ્રમમુક્ત થવાથી વિનયચંદ્રની કાંતિ તેની કુલિનતાની સાક્ષી પુરી રહી છે. ઝુલતા ક્ષણે ક્ષણે સંકોચાઇ મનમાં ઉત્પન્ન થયેલા ઉદ્દેગનું સૂચન કરે છે. બંને નયન મનોહર છે. પણ ક્રોધને લઈ જરા રક્ત વર્ણનો આવિર્ભાવ થયો છે. કપાળમાં કરચલીયો પડેલી છે. પણ તેની તેજસ્વિતા કાંઇ ઓરજ દીપી રહી છે.

વિનયચંદ્રે એક ચિઠ્ઠી લખી. ત્યાંથી એક માણસ નીકળ્યો. તેને વિનયચંદ્રે, એક સોનામહોર સાથે, ચિઠ્ઠી આપતાં કહ્યું: " મહાશય! આશા છે કે આપશ્રી આ પત્ર, આપના પ્રધાનજીને પહોંચતો કરવા તસ્દી લેશો. "

પ્રધાન મારફતે ચિઠ્ઠી, મહારાણીને મળી. મહારાણી વાંચવા લાગ્યા.

" પૂજ્ય જનની તુલ્ય મહારાણીજી!

" આનંદગઢના રાજાના દુષ્કૃત્યથી કંટાળી આ સેવકે, પોતાની પત્ની અને પુત્રીની સાથે ગામ બહાર મુકામ કર્યો છે. આશા છે કે: ક્ષત્રિય ધર્મને વિચારી, સેવકને આપના રાજ્યમાં આશ્રય આપવાની ઉદારતા જણાવશો. "

લી૦ છોરૂ વિનયચંદ્ર.

મહારાણી, વિનયચંદ્રને ઓળખતા હતા. તેની ધર્મપરાયણતાની મહારાણીને ખબર હતી. એક નીતિયુક્ત, શૂરવીર, ન્યાયી વિરનરને, મારા જેવી ક્ષત્રિયાણીએ આશ્રય આપવો જોઇએ એમ ધારી કેટલાક સવારો, રથ, પાલખીઓ, શરણાઈ, ઢોલ, ત્રાંસાં ઇ૦ ધામધુમ લઈ પ્રધાન, તેમજ અન્ય અધિકારી વર્ગ સાથે મહારાણી, વિનયચંદ્રની પાસે જવા નીકળ્યા.

તડંગધુમ–તડંગધુમ થતા અવાજો, શરણાઈના સ્વરો, ડંકાની ગર્જના, આ બધું સાંભળી વિનયચંદ્રે પોતાની પત્ની અને પુત્રીને સ્ત્રીનો પહેરવેશ પરિધાન કરવા કહ્યું. ઉભયે–માતા પુત્રીએ–સ્ત્રીવેશ પહેરી લીધો. વિનયચંદ્રે પોતાની પત્નીને એક ચુંબન કર્યું મીઠી મશ્કરી કરી.

ધામધુમ આવી. વિનયચંદ્ર, મહારાણીના પગમાં પડી ગયો. મહારાણીએ, આશિર્વાદ આપી, હાથ પકડી ઉભો કર્યો.

ફુલની એક છાબડી સાથે હતી. તેમાંથી એક માળ કાઢી મહારાણીએ વિનયચંદ્રને પહેરાવી. હાથીપર બેસવા કહ્યું.

વિનયચંદ્ર, હાથીપર બેઠો. તેની પત્ની અને પુત્રી મહારાણીને પગે પડી રથમાં બેઠાં.

સઘળા ત્યાંથી પૂર તરફ રવાના થયા.

મહેલમાં આવી ત્રણે અતિથીઓને મહારાણીએ જુદા ખંડમાં ઉતારો આપ્યો. વિનયચંદ્ર અને સુશીલા માટે આપેલો ખંડ ઘણોજ સુશોભિત છે. ભીંતો ઉપર નાના પ્રકારના ચિત્રો, વેલીઓ, ફુલઝાડો, લટકતા હાંડી, ઝુમર, તખ્તા અને પ્રતાપી સ્ત્રી–પુરૂષોની છબીઓથી

એ ખંડની એવી તો શોભા છે કે કોઇ કુશળ ચિત્રકાર, વા સાક્ષરની કલમને શોભા આપે!

આ આશ્રય પ્રાપ્તિથી વિનયચંદ્રે, પોતે પહેરેલો પુષ્પહાર, પત્નીના કંઠમાં આરોપી દીધો. ગુલાબી ગાલ ઉપર ચુંબન કર્યું. છાતી સાથે જોરથી ચાંપી.

સદ્ગુણી વિનયચંદ્રે, 'એક કીર્તિને ખાતર' જન્મભૂમિનો ત્યાગ કર્યો!-પોતાની સર્વ સંપત્તિનો ભોગ દીધો!



## પ્રકરણ પાંચમું.

### રાજ્ય પ્રાપ્તિ



શુદ્ધ કંચનને ભલે કાપો, ટીપો, ઘસો, તપાવો-ગમે તેમ કરો, કિન્તુ સદા કંચનજ રહેવાનું. ઉચ્ચ ચારિત્ર્યવાન્ મનુષ્યો સ્વચારિત્ર્ય શક્તિથી, ગમે ત્યાં પણ પ્રકાશી નિકળે છે. પોતાની ગુણ જ્યોતિ સર્વત્ર પ્રસારી દે છે. સ્નેહગઢમાં વિરવર વિનયચંદ્ર ગયા ને ત્યાં પોતાના ગુણ પરાક્રમથી મહારાણીના પ્રીતિપાત્ર થઇ પડ્યા. પોતાની પ્રતિષ્ઠા વધી. સર્વ પ્રજા મિષ્ટ દૃષ્ટિથી નિહાળવા લાગી. વિનયચંદ્રની પ્રજા પ્રિયતા એટલે સુધી વધી કે: 'પ્રજા, મહારાણીને વિનવવા લાગી કે વિનયચંદ્રને ગાદીપર બેસાડો, તે શુરવીર, નીતિયુક્ત નરમણિ છે.'

મહારાણી પણ વિનયચંદ્રના ગુણથી મોહિત થઇ ગયા. તેની મુક્ત કંઠે પ્રસંશા કરવા લાગ્યા અને રાજ્યગાદી ખાલી હોવાથી વિનયચંદ્રને સઘળી પ્રકારે લાયક જાણી, તેને રાજ્ય મુકુટ સોંપવાનું શુભ મુહુર્ત જ્યોતિષીઓ પાસે જોવરાવ્યું.

* * * *

આજે રાજ્ય જ્યોતિષીઓએ નિર્ધારિત મંગળ દિવસનું રમ્ય પ્રભાત છે. સ્નેહગઢમાં આજે મોટો સમારંભ થઇ રહ્યો છે વિનયચંદ્રને ગાદી મળવાની હોવાથી સમસ્ત શહેરમાં આનંદ પ્રસરી રહ્યો છે. અતિ ઉત્સાહથી શ્રમ લઇ પ્રજાએ શહેરને શણગાર્યું છે ઘેર ઘેર તોરણો બંધાય છે. કુમકુમના સ્વતિક પૂરાયા છે. શહેરના સઘળા રસ્તાઓ,

ધ્વજા-પતાકા અને તોરણોથી સુશોભિત છે સ્નેહગઢની રાજ્યનિષ્ઠ પ્રજાએ આજના દિવસને મંગળ દિવસ ગણી લીધો છે.

રાજ્યભુવનની શોભા તો વળી આજે અવર્ણનીયજ છે. પૂર્વે કદી નહિ થયેલી ધામધૂમ આજે થઇ રહી છે.

પ્રભાત થયા પછી થોડીવારે દરબાર ભરાવા લાગ્યો. સ્નેહગઢના સઘળા સત્તાંધ, સ્વાર્થાંધ અધિકારીઓ પણ હાજર થઇ ગયા છે. શહેરના ધનાઢ્યજનો, કુશળ કારિગરો, વિપ્રજનો, હળવે હળવે સભાસ્થાનમાં દાખલ થવા લાગ્યા. થોડીવારમાં આખું સભાસ્થાન માણસોની મેદનીથી ચિકાર ભરાઈ ગયું.

સિંહાસન આજે બહુ શોભે છે. પોતાની છાતીપર એક લાયક નરને બેસાડવા તે કેમ જાણે અધીરૂં બન્યું હોય, એમ જણાય છે. વિનયચંદ્ર અને મહારાણીનું સભામાં આગમન થયું. સર્વે ઉભા થયા. માન આપ્યું. વિનયચંદ્ર સિંહાસનપર બેઠો. બાદ સઘળા સભાજનો પોત પોતાના આસનોપર સ્થિત થયા.

પ્રધાને ઉભા થઇને કહ્યું:—

"રાજપૂત કુળ ભૂષણ, પ્રતાપવતા પૂજ્ય મહારાણીશ્રી!"

"આપ શ્રીમાનની આજ્ઞાનુસાર અધિકારીઓ, પ્રજાજનો આજની સભામાં ઉપસ્થિત થઇ ગયાં છે. આપશ્રીની ઇચ્છા જણાવવા કૃપા કરો."

પ્રધાનની પ્રાર્થના સાંભળી, મહારાણી ઉભા થઇ, ગંભીરતાને ધારણ કરી બોલ્યા:—

સજ્જનો!

"આપ સર્વ મારા આમંત્રણને માન આપી, શ્રમ લઇને, અહીં પધાર્યા છો, તેથી હું આપ સર્વનો આભાર માનું છું." (તાળીઓની ગર્જના.)

"અને આપ સર્વજનોને અહીં પધારવાનો, જે શ્રમ આપવામાં આવ્યો છે, તેનું કારણ એ છે જે પ્રતાપી, નિતિગુણ સંપન્ન વિનયચંદ્રને ગાદી સોંપવાની છે. તેઓ ન્યાય પરાયણ, વિદ્વાન, ધર્મનિષ્ટ અને પ્રતિભાશાળી પુરૂષ છે. રાજ્યમાં અરાજકતાનો સંચાર થયો છે. તે નષ્ટ થાય, પ્રજાને યોગ્ય ન્યાય મળે અને રાજ્યની તથા પ્રજાની સુખ સમૃદ્ધિમાં વૃદ્ધિ થાય, એ માટે મારી ઇચ્છા છે કે રાજ્યની તુલા શ્રીમાન્ વિનયચંદ્રને આપવી. પણ આપ સૌના અનુમોદન વિના એ કાર્ય મને યોગ્ય ન જણાયાથી આપની ઇચ્છા જાણી લેવા અને આપનું અનુમોદન મળે તો શ્રીમાન્ વિનયચંદ્રને સિંહાસનારૂઢ કરવા, એ ધારણાથી આપને અત્રે બોલાવવામાં આવ્યા છે. આપ સૌનો એ વિષયનાં શું અભિપ્રાય છે, તે જાણવા હું આતુર છું."

વૃદ્ધ મહારાણી બેસી ગયાં. પ્રજાજનોએ અનુમોદન આપ્યું. દુષ્ટ, પ્રપંચી, લુચ્ચા, સ્વાર્થાંધ અધિકારીઓને આ વાત ન રૂચી! પણ તેઓ અત્યારે આશ્ચર્ય, કિંવા અપ્રસન્નતાનો જરાપણ ભાવ બતાવી શક્યા નહિ. સર્વ સભાજનોનું અનુમોદન, મહારાણીને જણાવવાનું કામ, એક પ્રતિષ્ઠિત યુવકને સોંપ્યું. તે ઉભા થઈ વિનયથી બોલ્યા:

"શ્રીમાન્ વિનયચંદ્ર, રાજ્ય સંકટને ચલાવવાના કાર્યમાં નિષ્ણાત હોવાથી, તેઓને રાજ્યભિષેક કરવામાં કાંઇ પણ હાન નથી, કિંતુ લાભજ છે. તેથી આ વિષે વિરૂદ્ધતા જણાવનાર કોઇપણ મનુષ્ય આ સભામાં નથી."

"અમોને સંપૂર્ણ આશા છે કે શ્રીમાન્ વિનયચંદ્રના શાસન કાળમાં સ્નેગઢની પ્રજા, સુખ, સંપત્તિ, પ્રતિષ્ઠા શાંતિનો લાભ અવશ્ય મેળવી

શકશે. માટે સર્વ પ્રજાજનો, અમલદાર વર્ગ તરફથી શ્રીમાન્ વિનયચંદ્રને રાજ્યાભિષેક કરવામાં અનુમોદન આપવામાં આવે છે."

શાંતિ અવલંબન કરી બેઠેલા વિનયચંદ્ર, સિંહાસન પરથી ઉભા થઇ બોલ્યાઃ

"રાજ્યભક્ત સજ્જનો !

"એક રાજા પદને ધારણ કરવાનું કાર્ય સહજ છે, પરંતુ પ્રજાપ્રિય અને આદર્શ રાજા થવાનું કાર્ય કાંઇ સહેલું નથી. સારનાની પદ્દી જેટલી મોટી છે. તેટલી તેમાં જોખમદારી, ચિંતાઓ પણ છે. છતાં જે પૂજ્ય મહારાણીશ્રીની કૃપાથી મારી આટલી સીમા પર્યંત ઉન્નતિ થયેલી છે, તે મહા કૃપાળુ મહારાણીશ્રીની જ્યારે આ રાજ્ય પ્રબંધના ભારને, મારાપર નાખવાની ઇચ્છા થઇ, ત્યારે મારે આ ભારને ઉપાડવોજ જોઇએ.

"અત્યારે હું આપ સર્વના અનુમોદન વચ્ચે રાજા પદને સ્વીકારૂં છું. અને તેથી હું એક રાજા તરીકે બોલું છું કે મારી પ્રજાને હું સદા સંતતિ સમાન ગણીને નિષ્પક્ષપાત ન્યાય આપતો રહીશ પ્રજાના હિતમાં રાજાનું હિત છે, એમ સમજીને સાસનના સકટને ચલાવીશ."

"મારા સાસન કાળમાં પ્રજાને સુખ મળે, એવો હું દરેક પ્રયત્ન કરીશ. રાજ્યને નિર્ભય કરવા મારા સઘળા સામર્થ્યનો, રાજ્યનીતિની સુધારણામાં મારી બુદ્ધિનો અને પ્રજાના કલ્યાણમાં, મારા સર્વસ્વનો ભોગ આપીશ.

"મને આશા છે કે તમો સર્વજનો મારામાં ભક્તિ રાખશો. અને મદદ આપતા રહેશો. આદર્શ રાજ્યભક્ત રાજ્યનિષ્ઠ તરીકે પોતાને સિદ્ધ કરી બતાવશો. અંતમાં મારાપર આવી પડેલા, ગંભીર મહતો

લાયક બનવાનું પ્રભુ સામર્થ્ય આપો, એ પ્રાર્થનાસહ હું બેસી જવાની રજા લઉં છું " ( તાળીયો )

પ્રજાજનોની અનુમતિ, હર્ષનાદ વચ્ચે વિનયચંદ્ર સિંહાસનારૂઢ થયોને રાજ મુકુટને ધારણ કરી લીધો.

વિપ્રોના આશિર્વાદોનો મંગળ વીધિ પૂર્ણ થતાં, સભા વિસર્જન થઇ અધિકારીઓના જુલમથી પીડાએલા, પ્રજાજનોના આનંદનો આજે અવધિ ન્હોતો. બિચારી પ્રજાને પીડનારા, પ્રજાનું સર્વસ્વ લુંટી લેનારા સ્વાર્થી, નીચ, દગલબાજ અધિકારીઓના શોકનો પણ અવધિ ન્હોતો.

* * * *

મહેલમાં આવી મહારાણીએ, વિનયચંદ્રને પાસે બેસાડી કહ્યું:

" પુત્ર !"

" આ પ્રસંગે મારે તને બે બોલ કહેવાની ઇચ્છા છે. આજે મેં તને રાજ્યની લગામ તારા હાથમાં સોંપી છે. તું પ્રજ્ઞને રાજનિતિજ્ઞ હોવાથી રાજ્ય આબાદ કરશે, એવી મને ખાત્રી છે. તારી પ્રતિષ્ઠા તું જાળવજે ! પ્રજાની સહાય, ને પ્રેમ મેળવજે ! પ્રજાનું પુત્રવત્ પાલન કરજે ! ' રાજા ' પદને છાજતું વર્ત્તન રાખજે ! રાજ્યનું ગૌરવ વધારજે ! સદા સદ્ધર્મનું પાલન કરજે ! સન્માર્ગે ચાલજે ! રાજ્યના હિતનુંજ ચિંતવન કરજે ! ગરીબ, શ્રીમંતને સરખો ન્યાય આપજે ! પાપીઓની પ્રપંચ જાળથી ચેતજે ! તું સુજ્ઞ છે, ચતુર છે વધુ શું કહું ?"

વિનયચંદ્રે, શાંતિથી સાંભળ્યું મસ્તક નમાવી બોલ્યો:—

" માતુશ્રી !"

" ફીકર ન કરશો. રાજ્યનું ગૌરવ મારા પ્રાણના ભોગે પણ જાળવીશ. હું નીતિ ભ્રષ્ટ થઇશ એવો સ્વપ્ને પણ ખ્યાલ ન રાખશો."

"પ્રભુ! તને અપાર સામર્થ્ય બક્ષે! તું દીર્ઘાયુ ભોગવી પ્રજાનું પાલન કર." મહારાણીએ ઉદ્દગાર કાઢ્યા.

"પણ વિનય!" મહારાણીએ કુતુહલ પૂર્વક પૂછ્યું. "કાળસેન તરફથી તને શું કનડગત થઇ?"

દુઃખનું સ્મરણ થયું–થઈ ગયું. વિનયચંદ્ર રડી ગયો. તેનું હૈયું ભરાઇ ગયું. તે એકપણ શબ્દ બોલી શકયો નહિ.

"રડ નહિ." મહારાણી ધીમે રહી બોલ્યા. "આજના મંગળ દિવસે રડવાનું ન હોય."

વિનયચંદ્રે અશ્રુઓ લુછ્યા. વિતકવાર્તા કહી સંભળાવી.

મહારાણીના મુખમાંથી ધન્યોદ્દગાર સરી ગયા. મનમાં ધાર્યું કે એક કીર્તિને વિમળ રાખવા ખાતર પ્રધાનપદ, વૈભવ, સુખની આહુતિ આપનાર અવશ્ય મારા રાજ્યને આબાદ કરશે.

"મહારાણીશ્રી!" વિનયચંદ્ર ગદ્દગદ્દ કંઠે બોલ્યોઃ "સંભવ છે કે એ દુષ્ટ ખબર પડતાં અહીં આવાને આપણને હેરાન કરે. તેના અગણિત લશ્કર પાસે આપણું લશ્કર કાંઈ વિસાતમાં નથી."

"ત્યારે તું શું કરવા ઇચ્છે છે?" મહારાણીએ પૂછ્યું.

"આપ કહો તેમ" વિનયચંદ્રે બધો ભાર મહારાણીપર નાખ્યો

"તું તારી જ્ઞાતિમાં સર્વત્ર કંકોત્રીઓ લખી નાખ. કોઇ શુર-વીર મળી આવશે. ઇશ્વર સહાય કરશે. મહારાણીએ માર્ગ બતાવ્યો.

વિનયચંદ્રે તત્ક્ષણ નીચેના મતલબની કંકોત્રીઓ લખી નાખી.

"વિર માનવ રત્ન!

"એક સ્વરૂપવાન, ગુણવાન, ચાલાક વણિક પુત્રીને પરણાવવાની છે. જેની ભૂજામાં, આનંદપુરના રાજા કાળસેનની કાળી કટારના કટકે

કટકા કરી નાખવાનું બળ હોય, તે શુરવીર વણિકે છ માસમાં હાજર થવું."

લી. સ્નેહગઢનો રાજા
વિનયચંદ્ર.
(કન્યાનો પિતા.)

કંકોત્રીઓ આપી, ભાટ, ચારણ, બ્રાહ્મણોને રવાના કર્યા.

* * * *

સુશીલા, પોતાના ખંડમાં એક કોચપર બેઠી છે. વિનયચંદ્ર આવ્યો. કપાળમાં કુમકુમનો ચાંલ્લો, ચોખા ચોટેલા હતા. મસ્તક ઉપર રાજ્ય મુકુટ ધારણ કરેલો હતો. પ્રેમઘેલી પ્રમદા ઉભી થઇ માન આપ્યું: એક હાસ્ય સાથે 'પધારો' કહી પતિના બેઠા પછી બેઠી. હાસ્ય મનને આકર્ષે એવું મીઠું હતું.

"પ્રાણનાથ!—ભૂલી, સ્નેહગઢના નામદાર મહારાજા બિરાજ!"

પત્નીની આ વ્હાલ ભરી મીઠી મશ્કરીનો ઉત્તર વિનયચંદ્રે, તેનો મૃદુલ કર પકડી-દાબી, ગુલાબી ગાલપર ચુંબન કરીને આપ્યો.

ચુંબન ફિક્કું નહતું.



# પ્રકરણ છઠ્ઠું.

## યુદ્ધામંત્રણ.



ગ્રીષ્મઋતુ! વળી મધ્યાહ્ન! પછી તાપનું પૂછવુંજ શું? શહેરમાં આવ-જા બહુ થોડી છે. મંદમંદ શિતળવાયુ લહરિ ચાલુ છે, પણ તે તાપના પ્રમાણમાં બહુ અલ્પ હોવાથી, ક્વચિત્ પંખાઓનો ઉપયોગ થાય છે. અત્યારે એક ફકીર બજારમાં ચાલ્યો જાય છે. અજાણ્યો માણસ જોતાંજ અંજાય, એવી તેની ચાલમાં ખુબી છે. તેનું મોઢું કોઇ ભવ્ય તો ન કહે. પરંતુ કાંઇ ગૌરવયુક્ત તો ખરૂંજ. મોંઢાની આકૃતિ કોઈ મહત્ત્વાકાંક્ષા સૂચવતી નેત્રોમાં લુચ્ચાઈ ચમકતી.

ઉંચેથી એક રૂમાલ પડ્યો. ફકીરે ઉંચે જોયું. રૂમાલ ફેંકનાર એક પચીસેક વર્ષની રૂપવાન સ્ત્રી હતી. 'મળી દૃષ્ટો દૃષ્ટ.' સ્ત્રીના હૃદયમાં પ્રબળ કામવાસના જાગી ઉઠી. નેત્ર સંકેતથી ફકીરને ઉપર બોલાવ્યો.

ફકીર ઉપર જવું કે નહિ, તેના વિચારમાં પડ્યો. પણ પોતાને જોઇતી માહીતી તેની પાસેથી મળશે, એમ જાણી તે દાદર પાસે ગયો. ઉભો રહ્યો. મનમાં ભય જણાયો. કોઈ જાણી જાય તો ?

ધીમે ધીમે તે આગળ ચાલ્યો. સ્થંભી ગયો. ફકીરનું હૃદય ધ્રુજતું અટક્યું. ઉપર ગયો. દ્વાર પાછળ સંતાઇ ગયો. તે સ્ત્રી હીંચ-કાપર ફકીરની રાહ જોઇ નીચી દૃષ્ટિએ બેઠી હતી. ફકીર આગળ આવ્યો. સ્ત્રીએ સામું જોયું. ઉભી થઈ. ફકીરનું કટાક્ષ ફેંકી સ્વાગત

કર્યું. ઉભય પલંગપર બેઠા. ગરમીનું જોર હતું. તે સ્ત્રી પાસે પંખો પડેલો છતાં, પાલવવતી પવન નાખવાના મિષે વારંવાર પોતાનો ઉદરોપરી ભાગ દેખાડવા લાગી.

ફકીર બોલ્યો: ! "કહેશો કે તમે મને અહીં શામાટે બોલાવ્યો છે ?"

"હું નથી ધારતી કે આપ જેવા ચતુરતર બોલાવ્યાનો ભેદ નહિ જાણી શક્યા હો. છતાં પણ આપ પૂછો છો તો કહું છું કે:" અવાજમાં સાદર પીરસી સ્ત્રી બોલી. "આપની કાંતિ જોઇ મારૂં હૃદય વિકારમય બન્યું છે, અંતરમાં કામાગ્નિની પ્રચંડ જ્વાળા પ્રજ્વલિત થઇ છે. આશા છે આપ તે જ્વાળાને શાંત કરશો."

ફકીરનું હૃદય હાથથી ગયું. તેની સર્વ ઇન્દ્રિયો ચંચળ થઇ ગઈ. અધઃપાતના ઉંડા ગર્ત્તમાં સપડાવાની સ્થીતિ પર આવી ગયો. હૃદય ધબકવા લાગ્યું. ઉત્તર આપવા તેની જીભ ન ચાલી.

તે સ્ત્રી ઘણી રૂપવતી હતી. કૃષ્ણવર્ણ કેશકલાપ, વિશાળ કપાળ પ્રદેશ, કર્ણાંત પહોંચેલાં બંને તરલ નયનો, નાસિકાનો મોહક મરોડ, પ્રદિપ્ત પ્રવાળ ઉપર ઉચ્ચતમ હીરાઓ જાણે હારબંધ જડયા હોય નહિ શું તેવી સુંદર દંતપંક્તિ, પરવાળા સમ ઓષ્ટ, ઉપસેલા, મોહક, ખેંચાણકારક, કઠિન કૂચો, આ બધું એવું તો મુગ્ધકર હતું કે તેમાં એ વેષધારી ફકીર ફસાઈ જાય, તો સર્વથા સ્વાભાવિકજ હતું.

સ્ત્રી બોલી: "મહાશય ! કેમ કાંઈ બોલતા નથી ?"

મહામુશીબતે ફકીર બોલ્યો: "હું ધારૂં છું તમે અત્યારે કામાગ્નિમાં બળો છો."

"આપનું અનુમાન સત્ય છે." સ્ત્રી બોલી "આપે મને બળતી ઉગારવીજ પડશે."

"હું પૂછું તેનો ઉત્તર આપશો?"

"ખુશીથી"

"આ સ્નેહગઢનો રાજા કોણ છે?"

"શ્રીમાન્ વિનયચંદ્ર."

ફકીર ઉઠયો. તેનું હૃદય હર્ષ પ્રફુલ્લ બન્યું. નેત્રોમાંથી આનંદની કિરણો ચમકવા લાગી. જે બીના મેળવવા માટે ફકીરી લીધી હતી, તે બીના મળી નીચે જવા તૈયાર થયો.

સુંદરી, ફકીરને ગળે વળગી પડી. જાણે વેલી વૃક્ષને વળગી. તે બોલી. "આપ નિર્દય બની કેમ ચાલ્યા જાઓ છો? આપના જવાથી હું આત્મહત્યા કરીશ. આપને નાહક સ્ત્રી હત્યા લાગશે." અવાજમાં મૃદુતા નહતી.

આ શબ્દોએ મ્હોંકાણ માંડી ફકીરે, સ્ત્રીને બાથમાં લીધી. ગાલપર ચુંબન કર્યું. પછી?

ઉભય પલંગપર લોટી પડયા.

વાંચક! આ ફકીર કોઈ નહિ, પણ કાળસેને વિનયચંદ્રની શોધ માટે મોકલેલ લશ્કરનો સેનાધિપતિ હતો.

*          *          *          *

કાળસેન આરામ ખુરશીમાં પડયો છે. તેની આંખો મીંચેલી છે, પરંતુ તેના ચ્હેરા ઉપરથી જોતાં તેનું હૃદય જાગ્રત હોય, એમ જણાય છે. કોઈના પગલાં સંભળાયા. કાળસેનની વિચાર નિદ્રાનો અંત આવ્યો. આવનાર સેનાધિપતિ હતો. જેણે ફકીર વિષે વિનયચંદ્રની શોધ મેળવી હતી.

કાળસેને પૂછ્યું "કેમ કાંઇ ખબર લાવ્યા?"

"જી હા!"

"શું?" જશા આતુરતાથી પૂછ્યું.

"આપનો વૈરી સ્નેહગઢમાં છે."

"એમ?"

"જી હા. અને તે વળી સ્નેહગઢનો રાજા થઈ બેઠો છે."

"શું કહે છે?" કપાળમાં આશ્ચર્યની પ્રભા ઉંભળી હૃદયમાં વૈરની અગ્નિ પ્રજ્વલિત થઈ.

"બધી સેના તૈયાર કરો. જાઓ." કાળસેને આજ્ઞા કરી: "અને સ્નેહગઢને પાયમાલ કરી, એ દુષ્ટ, નિમકહરામને મારી પાસે હાજર કરો."

"આપ નામદાર સાથે આવો તો–"

"ભલે હું આવીશ. પણ લશ્કર તૈયાર કરો. જાઓ ઉતાવળ કરો."

"આપ શ્રીમાનની આજ્ઞા પ્રમાણે હમણાંજ બધું લશ્કર તૈયાર કરૂં છું." કહી, સલામ કરી, સેનાધિપતિ ચાલ્યો ગયો.

થોડીવારે એક અનુચર આવ્યો. મહારાજાને, તેણે નમન કરીને એક પત્ર આપ્યો. કાળસેન વાંચવા લાગ્યો.

"ક્રુર કાળસેન!

"તેં અનીતિના માર્ગનું અવલંબન કરી, પ્રજાને પીડી, ઇશ્વરના કોપને આમંત્રણ કર્યું છે. તું વ્યભિચાર જેવા નઠારા અત્યાચારમાં પ્રવૃત્ત થઇ, રાજ્યકર્ત્તાની ફરજને ભૂલી ગયો છે. નીચ સોબતીયોના સંસર્ગથી ધિક્કાર પાત્ર, વ્યસનોનો ભોગ થઇ પૂર્ણ પ્રમાદી થયો છે. રાજાને શિર કેટલી ગંભિર જોખમદારી છે, તેનો તને સ્વપ્ને પણ ખ્યાલ નથી. તારી આવી સ્વચ્છંદતાનો લાભ લઇ નિચ અમલદારો પ્રજાને પીડી પોતાનાં ઘર ભરે છે. અનેક પ્રકારના ત્રાસદાયક અત્યાચાર કરે છે. રાંકડી રૈયતની કોઇ દાદ ફરિયાદ સાંભળતું નથી. ન્યાય મંદિરને તાળાં દેવાયાં છે.

" આ ઉપરથી હું સૌમ્યસિંહ તને સૂચન કરૂં છું કે તું આનંદગઢના રાજ્યતખ્ત ઉપર વિરાજવા નાલાયક છો. તારા જુલમ ભર્યાં વર્તનથી પ્રજાના કષ્ટનો હેવાલ અવર્ણનીય થયો છે તેનો પોકાર પરમાત્માના કર્ણ પર્યંત પહોંચી ગયો છે

"• પ્રાણના ભોગે પણ પ્રજાનું રક્ષણ, પાલન કરવું, એ રાજાનો પરમ ધર્મ છે. એટલા માટે હું આનંદગઢની રાંકડી પ્રજાને અલ્પ સમયમાં મારા રક્ષણ તળે લઈશ. તને પદભ્રષ્ટ કરી તારા પાપનું પાયશ્ચિત દઈશ. "

" તારે જીવવાની આશા હોય, તો હવેના દિવસો પ્રભુ ભજનમાં ગાળી કરેલા કુકર્મની માફી મેળવવી હોય, તો રાજ્ય, મને સ્વાધિન કર. તેમ ઈચ્છા ન હોય તો, આ પત્રને યુદ્ધામંત્રણ સમજી લડાઈ કરવા તૈયાર રહેજે. મારા અગણિત સૈન્યદળના બળનો સ્વાદ ચાખવા સાવધાન થજે. "

લી. સૌમ્યગઢ નરેશ,

**સૌમ્યસિંહ.**

પત્ર વાંચી કામસેન વિચાર સમુદ્રમાં છેક તળીએ ડૂબી ગયો.

# પ્રકરણ સાતમું.

## પિતાનું ખુન ! અને નિર્દયતાનું દર્શન ?



"કાળસેન ! તું દયા માર્ગનું અવલંબન કરવા ઇચ્છે છે ?"

"પિતાજી ! જો મારામાં આ ભયંકર આફતને અળગી કરવાનો ઉપાય શોધવાની શક્તિ હોત, તો આમ નિશ્ચેષ્ટ થઇ બેસી રહેત ખરો ?"

"નીતિને ન તજવા સંબંધી, મારા પ્રથમના શબ્દો યાદ આવે છે ?"

"તમે કષ્ટ કપાય એવી કાંઇ યોજના લાવ્યા છો" કાળસેન જરા કડકાઇથી બોલ્યો: "કે દગ્ધ થયેલા દીલપર ડામ દેવા આવ્યા છો ?"

"બાવળનું બીજ વાવતાં જરા વિચાર ન કર્યો, અને હવે કાંટા વાગવાનો વખત આવતાં ક્રોધને આધિન શામાટે થાય છે ?" કાળસેનના વૃદ્ધ, ધર્મી પિતા વિજયસિંહે શબ્દો ઉચ્ચાર્યા તેં તે અનેક બાળાઓના કૌમાર્યનું છેદન—"

"ચૂપ કર ડોસા." કાળસેન ધુરક્યો.

"હતતેરી જરાવિવેકને શીખ. તેં વિના અપરાધે ધનિક લોકોનું ધન લુંટી લઇ, રાજ્યની તીજોરી ભરી છે. બિચારી પ્રજાની કરૂણામય ચીસોથી તારૂં પાપી હૃદય—"

"બસ ચૂપ કર કહું છું કે અહીંથી ચાલ્યો જા. [illegible]ળસેનની આંખોમા રતાશ આવી.

"ત્યારે મને શામાટે બોલાવ્યો હતો ?" વિજયસિંહ જરા કઠોર અવાજે બોલ્યા: "તારા અક્ષમ્ય અપરાધોનું ફળ આપવા ઇશ્વર તારાપર કોપિત થયા છે. કેમ ન થાય ? હેં—

કાળસેનનો ક્રોધ હદ બહાર ગયો. ભેટમાંથી કટાર ખેંચી વિજયસિંહની છાતીમાં ભોંકી તેનું ખૂન કર્યું.

પાપાંધ કાળસેન ! પિતાના ખૂનના ભયંકર પાપથી તું કયાં છૂટશે ?

* * * * *

વિધાતા દેવીએ સમગ્ર વિશ્વની ઉદાસિનતા કેમ જાણે કાળસેન ઉપર નાખી હોય ! તેમ તે વિચાર ગ્રસ્ત ચ્હેરે એક કોચપર પડેલો છે. વિચારનો વેગ વધી પડવાથી તેના કપાળપર વારંવાર કરચલીયો પડે છે. ઉષ્ણ નિઃશ્વાસને લીધે આસપાસની હવા ઉષ્ણ બની ગઈ છે.

અનુચરને બોલાવવા મોકલવાથી ક્રુરસિંહે, વિચાર ભુવનમાં પ્રવેશ કર્યો. નમન કરી કહ્યું: "સેવક, બોલાવ્યાનું કારણ જાણવા ઇંતેજાર છે. હુકમનો તાબેદાર છે."

કાળસેને, યુદ્ધામંત્રણ પત્ર, ક્રુરસિંહના હાથમાં આપ્યો. ક્રુરસિંહ વાંચવા લાગ્યો. વાંચ્યો. શોકમાં ગરકાવ થઇ ગયો. કાળસેનને પત્ર પાછો આપી, તે બોલ્યો: "ભયંકર થયું છે." "હા"

વિજયસિંહને મૃત્યુ વશ સ્થીતિમાં જોતાંજ ક્રુરસિંહ ચમકયો અને કાંઇક કુતુહલથી પૂછ્યું. "આપશ્રીના પિતા આમ કેમ પડયા છે?"

"થોડીવાર પહેલાં મેં તેને ઠાર કર્યો. તેના લોહીમાં તરબોળ થયેલી કટાર આ પડી જો."

"શામાટે તેમ કરવું પડ્યું ?"

"દાઝ્યાપર ડામ' જેવા શબ્દોચ્ચાર માટે !" કાળસેન બોલ્યો:

"અને હવે જે યુક્તિ યોજવી હોય, તે સત્વર બતાવી દ્યો. મારી ઉદાસિનતાનો અંત લાવી દ્યો."

"આમ હિંમત હારવી ઘટિત છે શું?" ક્રુરસિંહ જરા હાસ્ય-વદનથી બોલ્યો: હું એક સરસ યુક્તિ બતાવું."

"બતાવ તારી યુક્તિ કેવી છે? મને તો કાંઈ સુઝતું નથી,

રાજન્! સૌમ્યગઢ નરેશ સાથે યુદ્ધમાં ઉતરવું, એ કાળને આમંત્રણ કરવા બરાબર છે, માટે મારા મત પ્રમાણે તો "જરા અટકીને" તેમને થોડુંક દ્રવ્ય મોકલાવીએ, તો તે યુદ્ધામંત્રણ પત્ર પાછો ખેંચી લેશે."

"તીજોરીવાળાઓ કાલેજ ખબર આપી ગયા છે કે હવે એક પાઈ પણ રહી નથી, તેનું?

"રાજ્યમાં નથી. પણ શહેરમાં ક્યાં તૂટો છે?"

કાળસેનને આ વાત ગળે ઉતરી. સિપાઈઓને શહેરના ધનિકોના ઘર ઉપર હુમલા કરી ધન લુંટી લાવવા આજ્ઞા કરી.

ક્રુરસિંહ, કાળસેનનો મિત્ર છે. શામાટે ન હોય? કાળસેનેજ તેને રાજ્યમાં નોકરી આપી છે. તેણેજ તેના ઘેરમાં સંપત્તિને ભરી દીધી છે. કાળસેન, વ્યવહારમાં અપ્રવિણ હોવાથી તેમના રાજ્યની બધી પંચાત, આવક જાવકનો બધો હિસાબ ક્રુરસિંહેજ ઉપાડી લીધો છે. ક્રુરસિંહનો 'હાજી હા' નો ગુણ કાળસેનને વશ કરવામાં મહામંત્રરૂપ થઈ પડયો છે. કાળસેન, ક્રુરસિંહ કહે તેટલાજ પગલાં ભરે, તેની યોજના, બ્રહ્માની યોજનાજ લેખે. ક્રુરસિંહ જેવો તેવો પણ ન હતો. ગમે તેવી મુશ્કેલીમાં પણ તે કાંઈને કાંઈ યુક્તિ શોધતો તે નહોત તો અત્યારે કાળસેનને કયોએ રસ્તો જડયો મુશ્કેલ થઈ પડત.

સિપાઇઓ છૂટયા. ધનિકોના ઘર ઉપર હુમલા કર્યા. જેઓ કોઇ આડે આવતા તેને રાજાની પરવાનગી હોવાથી તરવાર, ખડ્ગ, કટાર, ખંજર વડે ઘાયલ કરતા. વધ કરતા. શહેર અનીતિમય અંધકારમાં ગરકાવ થઈ ગયું. શહેરમાં હાહાકાર વર્ત્તી રહ્યો દુષ્ટ સિપાઇઓ અદ્ધરથી કેટલુંક ધન ગરક કરવા લાગ્યા.

જુલ્મી રાજાના રાજ્યમાં રહેવાથી, કયે સમયે કેવી સ્થીતિ થશે, એવા ભયથી સમજુ અને વિદ્વાન મનુષ્યો તેજ દિવસે ઘરબાર તજી ચાલ્યા ગયા. સિપાઇઓના હાથયારના ભોગ થઈ પડેલા પ્રજાજનોના શબ શહેરમાં કચરાવા લાગ્યાં. આ ત્રાસદાયક અત્યાચાર જોઇ લોકો કહેવા લાગ્યા.

" આ કુત્સિત કર્મોનાં ફળ બહુ કડવાં નીકળશે. અને રાજ્ય પણ હવે થોડોજ વખત ટકશે. ગરીબ પ્રજાપર જુલમ ગુજારવાથી અવશ્ય ઇશ્વરી કોપનું આગમન થશે."

એક દિવસમાં સિપાઇઓએ પુષ્કળ દ્રવ્ય રાજા સન્મુખ રજુ કર્યું તે સઘળું દ્રવ્ય સૌમ્યગઢ નરેશને આપવા માટે પાંચ સિપાઇઓને સૌમ્ય-ગઢ તરફ રવાના કર્યા.

કાળસમા કાળસેને પોતાના બચાવ માટે રાંક પ્રજાની જરજવેરાત લુંટાવી, નિર્દયતાનું દર્શન કરાવ્યું.



## પ્રકરણ આઠમું.

---:*:---

## સુશીલાની સમય સૂચકતા.




ડા દિવસમાં જેટલી થઇ શકે તેટલી તૈયારી કરી, કાળસેન મોટા લશ્કર સાથે સ્નેહગઢ પ્રતિ રવાના થયો.

રાત પડી. કાળસેને વધુ ચાલવાનું માંડી વાળ્યું એક વાવ જોઈ ત્યાં મૂકામ કર્યો. આ વાવથી સ્નેહગઢ લગભગ પાંચ માઇલ્જ હતું. સવારમાં કૂચ કરશું, એમ ધારી, કાળસેને ત્યાં તંબુ તાણ્યા. શ્રમિત થએલું લશ્કર નિંદ્રાવશ થયું. માત્ર વેરની પ્રચંડ અગ્નિમાં દાઝી રહેલા કાળસેનને નિંદ્રા ન આવી.

સૂર્યોદયની તૈયારી જોઇ, કાળસેને, લશ્કરને કૂચ કરવા આજ્ઞા કરી. સઘળું લશ્કર રવાના થયું.

સૂર્યના જરા જરા કિરણો પૃથ્વીપર પ્રસરવા લાગ્યા. ત્યાં આ સઘળું લશ્કર સ્નેહગઢની છેક નજીક આવી ગયું. કાળસેને, પોતાના લશ્કરને સ્નેહગઢની ફરતું ગોઠવી દીધું.

* * * *

રાજ મંદિરમાં ગમે તેને આવવાની વિનયચંદ્રે છૂટ આપી હતી. તેથી તે હીંડોળા ખાટપર હીંચે છે, ત્યાં આવી એક દૂતે ચિઠ્ઠી આપી દૂત ચાલ્યો ગયો. વિનયચંદ્ર વાંચવા લાગ્યો.

"નર પ્રેત વિનયચંદ્ર!

"ત્હને યાદ હશે કે તેં મારૂં એક દિવસ ભયંકર અપમાન કર્યું હતું તેનું વેર લેવાને હું અહીં આવ્યો છું. તું ત્વરાથી રણભૂમિમાં, મારી કાળી કટારને ભેટવાને હાજર થા.

"હજી પણ જીવવાની આશા હોય, તો તારી કન્યાને સોંપ. નહિતર દુષ્ટ! તું ખચિત માનજે તારો પ્રાણ આજે ઉડી જશે. તારૂં નિષ્પ્રાણ શબ પૃથ્વીપર રઝળશે."

લી. તારા રક્તનું પાન કરવાને ઇચ્છતો,
કાળસમો કાળસેન.

ફરીવાંચી વિનયચંદ્ર વિચારમાં પડી ગયો. "હાશ! હવે મારે શું કરવું? લડાઈ જાહેર કરૂં તો વિજય મળે તેમ નથી. દ્રવ્ય ભંડાર ખાલી, અને પ્રાણ ખોવાનો સમય પણ આવી જાય. ત્યારે શું મારે તેને શરણે જવું? ના તેવી રીતે કાયર બની જીવ બચાવવા કરતાં તો મૃત્યુ સવિશેષ સ્તુત્ય. ત્યારે શું આખરે લડાઈજ જાહેર કરવી પડશે.?"

"પ્રાણેશ્વર!" મોહા, સુશીલાનો, ખંડમાં પ્રવેશ કરતાંની સાથેજ અવાજ આવ્યો: "કોની સાથે લડાઈ જાહેર કરવાની છે? આટલા વ્યાકુળ કેમ થયા છો?"

રાણી સુશીલા, પતિની ચિંતા જાણવા આતુર બની.

"કોણ? મારી પ્રિય સુશીલા? તું અહીં ક્યાંથી?" વિનયચંદ્રની વિચાર નિદ્રાનો અંત આવ્યો.

"પ્રિયતમ! મારા હૃદયનાહાર! હું પાસેના ખંડમાં હતી. આપના શબ્દો સાંભળી અહીં આવી. આપની મુખની નીસ્તેજતાથી જણાય છે કે ચિંતા રૂપી રાહુએ આપના હૃદયને ઘેરી લીધું છે."

વિનયચંદ્રે, કાળસેનની ચિઠ્ઠી, સુશીલાને આપી વાંચી ક્ષણવાર સ્તબ્ધ રહી પછી પૂછ્યું: "ત્યારે આપ હવે શું કરશો?"

"મારી બુદ્ધિ અત્યારે કાંઇપણ કાર્ય કરવા અશક્ત છે."

"પ્રાણનાથ ! આ આપત્તિમાંથી ઉગરવાનો મારા અભિપ્રાય પ્રમાણે એક બહુ સારો રસ્તો છે."

"કહે"

"શિરમણિ ! કાળસેનને, આપણી કન્યા–હાય ! સ્વામિ ! ન છૂટકે આ શબ્દો વાપરૂં છું–આપવાનું લખી મોકલો. અને એમ પણ તેમાં દર્શાવો કે અમારી પુત્રી શિવનું વ્રત કરે છે. તેથી તમારે અહીં છ માસ રહેવું પડશે છ માસ પૂરા થયે, અમે અમારી કન્યાને—હાય !—તમને સુપ્રત કરશું !"

વિનયચંદ્રને, આ યુક્તિ રૂચી તત્ક્ષણ તેણે ઉક્ત મતલબનો એક પત્ર લખી, દૂત દ્વારા, કાળસેનને મોકલી દીધો.

સુશીલાની સમય સૂચકતા જોઈ, વિનયચંદ્રે ઉદ્દગાર કાઢયા.

"પ્રિયે ! તારી બુદ્ધિ અગાધ છે- આવા ભયંકર સમયે નિશ્ચેષ્ટ થઈ ગયેલા મારા આત્માને પ્રોત્સાહિત કરનારૂં ધન્ય છે તને—અને ધન્ય છે મને કે તારા જેવી બુદ્ધિમતી, પત્નીનો હું સ્વામિ છું તારા પ્રતાપેજ—"

"પ્રતાપ પરમ કૃપાળુ પ્રભુનો. સુશીલાએ પોતાની ગૌણતા દર્શાવી. "હું તો આપની ચરણ રજ દાસી છું."

પત્નીના ગુણમાં મોહિત થયેલો આત્મા, ચુંબન કરવાની પ્રેરણાને દાબી શક્યો નહિ.

# પ્રકરણ નવમું.

## આશા બળી !



મા ત્ર અંગ રક્ષક માટે હજારેક લડવૈઆને રાખી, કાળસેન, સ્નેહગઢમાં રોકાયો છે. વિનયચંદ્રે, કાળસેનને રહેવા સારૂ એક રમણીય મકાન કાઢી આપ્યું છે. કાળસેન, છ માસતો જોતજોતામાં વીતિ જશે, એવા હર્ષમાં ને હર્ષમાં દિવસો નિર્ગમન કરે છે.

દરમ્યાન આનંદગઢની કેવી સ્થિતિ થઇ, તે જરા તપાસીએ.

આનંદગઢમાં અનાચારી લોકોની સત્તા વધવા માંડી છે. રાજ્યમાં ગરબડ અને ગુન્હાઓની સંખ્યા પણ વધતી ચાલી છે. અમલદારો લાંચ લઇ ઇન્સાફ કરવા લાગ્યા છે. ગરીબ પ્રજા રીબાવા લાગી તેની કોઈ દાદ ફરિયાદ સાંભળતું નથી. આ સમયનો લાભ લઈ ચોર, લુંટારા, ફાંસીગરા, વ્યસની લોકો ફક્કડ થઈ ફરવા લાગ્યા છે. ધોળે દિનસે ધાડપાડુઓનાં ધાડા આવવા લાગ્યા છે. પ્રજાના રક્ષણનું નથી નામ કે નથી નિશાન ! આખું શહેર ઉજ્જડ થવાની અણીપર આવી ગયું છે. કાળસેને, રક્ષણ માટે પોતાના મિત્ર ક્રુરસિંહને ત્યાં રાખેલો છે. તે હવે સ્વચ્છંદતાથી વર્ત્તે છે. પ્રજાને પીડવામાંજ પોતે આનંદ માને છે. કાળસેનના, સ્નેહગઢના નિવાસ દરમ્યાન, આનંદગઢની ઉપર પ્રમાણેની સ્થીતિ થઇ છે.

× × × ×

આજે છ માસનો અંતીમ દિવસ છે. કાળસેનના હર્ષના આજે પાર નથી. બીજી બાજુ વિનયચંદ્રના શોકનો પણ પાર નથી, કેમકે

તેણે મોકલેલા ભાટ, ચારણ, વિપ્રો, ક્યાંયથી પણ કોઈ શરવીરનર, કે કાર્તાના દરબારમાં ઉત્તર આપતા નથી એમ કહી ગયા છે.

વિનયચંદ્ર, સુશીલા એક ખંડમાં બેઠા છે. દંપતીના મુખ ઉપર શોકની છાયા વ્યાપી ગઇ છે. સુશીલાનું રૂપ દુઃખથી ઝાંખું, જરા ગાંભીર્યવાળું થયું છે.

એક દાસી ખંડમાં આવી નમી ઠીકર જતી બોલી: "મુદાવિંદ! બહાર કોઈ પ્રવાસી આવ્યો છે, અને તેમણે આપને આ પત્ર આપવાનું કહ્યું છે."

પત્ર આપી દાસી ચાલી ગઇ.

વિનયચંદ્રની આજ્ઞાથી, સુશીલા પત્ર વાંચવા લાગી.

"કુળચંદ્ર વિનયચંદ્ર જોગ.

"ફીકર ન કરશો. આપને કષ્ટમાંથી મુક્ત કરવા, એક નિર્દોષ કન્યાને કાળસેનના પાશમાં નહિ ફસાવા દેવા હું અહીં આવ્યો છું.

"ભલે મારી સાથે કોઈ નથી. કિંતુ હું એકલોજ છું. પણ સવાલાખ માણસોને વીંધીને ચાલ્યો જાઉં એવો શરો વણિક છું.

"કાળ સ્વરૂપ કાળસેન સાથે વેર કરનાર માનવ અસાધારણ જ હોય."

લી૦ અનેકના કષ્ટોને વિદારનાર,
મંગળગઢનરેશ-શાંતિચંદ્ર.

પત્ર પૂરો થયો. દંપતીના હર્ષનો પાર ન રહ્યો.

× × × ×

સમય સંધ્યાનો છે. નિશાનાથ પોતાના મિત્રના પરલોક ગમનથી શ્વેત વસ્ત્ર પરિધાન કરી આકાશ તળમાં આવ્યા છે. આ વેળા

પુષ્પા, શિવાલય જવા નીકળી. તેનું શરીર સૌંદર્ય અપ્રતિમ છે. હાથમાં કાચની બે લાલ બંગડીયો સિવાય તેના શરીર પર કાંઈ આભુષણ નથી. સુશોભિત ઝાલર સંપન્ન શ્વેતરંગની ઘાઘરી, ફુલ ગુલાબી રંગની સાદી સાડી, આછા પોપટીયા રંગનું પોલકું આ તેના આભુષણો. કિંતુ તેનામાં જે કંઈ આકર્ષક છે, તે કાંઈ વિલક્ષણજ છે. તે ગંભીર ચાલથી પગલાં ભરે છે. ચંદ્રને પણ લજ્જિત કરનારૂં, દૃષ્ટિના મિષથી કામદેવના બાણોની વૃષ્ટિ કરનારા નયનોને ધારણ કરેલું આનન, નિર્દોષ નયનોને ભોંય તરફ રાખીને તેના સુપુષ્ટ, કોમળ પગ સાથે મંદમંદ ગતિથી ચાલ્યું જાય છે. આ બધું તેના વસ્ત્રાલંકારની સાદાઈ કરતાં વિશેષ આકર્ષણીય. નાસિકામાં સરળતા, કપોળમાં આરોગ્યતા, કપાળમાં બુદ્ધિમત્તા પ્રતિત થાય છે. કૃષ્ણવર્ણ કેશકલાપ, અમૃતરત્નાકરના મૌતિક સમાન દંત પંક્તિ, કમળનાળ સમાન કોમળ, નાજુક હસ્ત, સંસારથી વિરક્ત પુરૂષોનું કાળજું પણ કોરી નાખે, એવા ગુરૂ નીતંબો, પોયણ સમપેટ, ગંભીરનાભી પ્રદેશ. ટુંકમાં તેના અંગ પ્રત્યાંગો નિરખતાં વિલાસીજનોનાં હૃદય અનિચ્છાયે ઘાયલ થઈ જાય, એવા સુડોળ, સુમધુર, આકર્ષક છે. તેનું યથાસ્થિત વર્ણન, લેખીની દ્વારા અશક્ય જણાયાથી, સૌંદર્યનો તાદૃશ્ય ચિતાર આપવાનું, મુલતવી રાખવું પડે છે.

સ્નેહગઢ, બહાર એક શિવાલય છે. આ શિવાલય પુરાતની હોઈ જીર્ણ થઈ ગયું છે. પુષ્પાએ શિવાલયમાં પ્રવેશ કર્યો. મહાદેવને નમન કર્યું સ્તુતિ કરી. "આ નિરાધાર અબળાનું રક્ષણ કરજે."

"હૃદયમાં હીંમત ધરો. દીલગીરી દૂર કરો. આંખમાં આંસુ ન ભરો. અંતરમાં ધીરજ ધરો." શાંતિચંદ્ર, આગળ આવી બોલ્યો.

પિતાએ, વીધિએ પોતાના માટે નિર્મેલા પતિના ઉપર્યુક્ત વચનો સાંભળતાંજ પુષ્પાનું સ્નેહાળ હૃદય દ્રવિત થયું. અંતરમાં અલૌકિક પ્રકારની ઉર્મિઓનું આગમન શરૂ થયું. ચિત્તમાં આનંદના ઉછાળા આવ્યા. તેના મોઢામાંથી ઉદ્ગારો નિકળ્યા.

"પ્રભુ! આખરે તેં દયા જાણી દુઃખદાવાનળમાંથી છુટવાની ઉત્તમ તક આણી."

પુષ્પાના સૌંદર્યે **શાંતિચંદ્ર**નું ચિત્ત ચોરી લીધું.

પુષ્પા બોલી: "સુખ, દુઃખને સમાન ગણનાર દેવાંશીનર! તમારા પવિત્રતાથી રંગાયલા આદર્શ જીવનને સહસ્ત્રવાર ધન્ય છે. આપે કાળસેનના પંજામાં ફસાતું બાળારત્ન બચાવ્યું છે. નિરાધાર નારીને સહાય કરી, પોતાની છાંયામાં લઈ, કુળનું નામ દીપાવ્યું છે."

પુષ્પાના સ્નેહભર્યા મૃદુ શબ્દોએ **શાંતિચંદ્ર**નું હૃદય આકર્ષ્યું. ઉભયના અંતઃકરણમાં સત્પ્રેમની દીવ્ય જ્યોતિ જાગ્રત થઇ.

હાંફતો, ગભરાતો **વિનયચંદ્ર** આવ્યો. ખિન્ન સ્વરે બોલ્યો.

"દુષ્ટ કાળસેનને આપણા આ ગુપ્ત રહસ્યની જાણ થઇ છે. સો મનુષ્ય હથિયાર યુક્ત પાછળ આવે છે તે હમણાંજ આવી પહોંચશે. સાવધાન થાઓ. તૈયારી કરો. વિલંબ ન કરો.

"ફીકર નહિ." **શાંતિચંદ્ર** તલ્વારની મુઠપર હાથ નાખી બોલ્યો: "સો, પણ હજાર કેમ નથી?"

"પણ નાહક જોખમમાં ઉતરવાની શી જરૂર?"

"**વિનયચંદ્રે**, શિવાલય પાછળ બે અશ્વો તૈયાર રાખ્યાં હતા. **શાંતિચંદ્ર**, પુષ્પા સવાર થયા. પુષ્પાની આંખો ભીની થઇ. પિતાના આશિષ માગી. **વિનયચંદ્ર**ની આંખમાં અશ્રુ આવ્યા. લુછ્યા. પુત્રીને આશિષ આપી. **શાંતિચંદ્ર**ને સંબોધીને કહ્યું:

"બાળા સુકોમળ પુષ્પસમ મેં પ્રેમથી તમને દીધી,
"સાક્ષી કીધા રવિદેવને સર્વેશ શ્રી કરૂણાનીધિ;
"રક્ષા કીધી આસુમનનાં ઉપકાર માનું છું અતિ,
"આશિષ અંતરથી દઉં આશા થજો સૌ ફળવતી."

**શાંતિચંદ્રે** ઉત્તર આપ્યો.

"ચિંતા તજી, પરમેશનું લઇ નામ દ્યો પરવાનગી,
"રાખીશ પ્રાણ સમાન રૂહેશે પ્રાણ મારા ત્યાં લગી;
"વંદુ પ્રભુને પ્રેમથી સંકષ્ટ અમ સંહારવા,
"થાજો સહાયક શ્રી પ્રભુ ! ભવપાર અમને ઉતારવા."

**શાંતિ**ચંદ્રની છટા, રૂપ, કાંતિ, બોલવાની ચાલાકી આ બધું જોઇ, **વિનયચંદ્ર**, હૃદયમાં પરમાત્માનો પાડ માનવા લાગ્યો. પુત્રીને લાયક પતિના હસ્તમાં સોંપવાથી તેના હૃદયમાં અમૃત રેડાયું હોય તેવી અસર થઇ.

કાળસેનના માણસો પહોંચ્યા. "મારો, કાપો, પકડો, ન જાય," એવી ભયંકર ચીસો પાડવા લાગ્યા.

પિતા-પુત્રીને વિખુટા પડવાનો સમય આવ્યો. **વિનયચંદ્રની** આંખમાંથી અસ્ખલિત અશ્રુ પ્રવાહ વહેવા માંડયો. પુષ્પાની પણ તેવીજ સ્થીતિ થઈ અંતે **વિનયચંદ્રે**, કઠણ હૈયું કરી પુત્રીની, **શાંતિ**-ચંદ્રને વારંવાર સુપ્રત કરી, દંપતીને, શુભાશિષ આપી, 'ન જાય, ન જાય' ના ધ્વનિ વચ્ચે વિદાય કીધા.

× × × ×

સુધાકરના શ્વેતકિરણો પૃથ્વીપર પ્રસરાઇ ગયા.

## પ્રકરણ દશમું.

## વેરની વસુલાત.



કાળસેન, મહેલની બારીમાં બેસી પ્રતિપળે પ્રેમનું શર સાંધનાર પુષ્પાને સંબોધીને બોલ્યા કરે છે.

"ઓ ભુવન મોહિની! તારા સૌન્દર્યમાં હું દિવાનો બન્યો છું. જ્યારથી સરિતા તટપર સહેલ કરવા જતાં તને નિહાળી છે, ત્યારથી ખરેખર! મેં મારી સાન અને શુદ્ધ ખોઈ છે. અહહા! શું તારૂં સૌન્દર્ય! પૂર્ણિમાનાચંદ્ર સમાન ખીલેલા મોહક વદને મારા મનને ચોરી લીધું છે. તારા મણિધર સમાન કેશ કલાપે મને કેદ કરી લીધો છે. નિર્દોષ ચાલે મારી સઘળી હામ હરી લીધી છે. પુષ્પા! કાન્તે! તારા મિલન વિના સંસાર સળગતા સ્મશાનવત્ ભાસે છે." શાંત થઈ પુન બોલ્યો: "લગભગ સાંજ પડવા આવી છે. માત્ર એકજ રાત્રિ આડી છે. કાલે તો એ લાવણ્યમયી લલનાને ભેટીશ. તે સુંદરીને—"

એક માણસના શબ્દો આવ્યા. "રાજન્! કન્યા તો રંગળગઢના રાજા શાંતિચંદ્રને પરણી ગઈ તમને આવી રઝળતા મુકી ચાલી ગઈ."

કાળસેન, બારીમાંથી નીચે પડી ગયો.

શિતોપચાર કરતાં કાળસેન જાગ્યો. અને મુછે હાથ ફેરવતો બોલ્યો:

"શું પુષ્પાને શાંતિચંદ્ર લઈ ગયો ?" અવાજમાં કઠોરતા આવી. "બચ્ચા ! તેં હજી મારા હાથ જોયા નથી. પુષ્પાને લઈ તું કેટલા દિવસ સુખી થાય છે તે તું જોજે. મારી સાથે વેર બાંધ્યું માટે જાણજે તારી દશા ફરી ગઈ. લોઢાને પાથે પનોતી બેઠી. જેમ શનિશ્ચરે વિક્રમ વિગેરે રાજાઓને નડી, દુઃખની સીમા રાખી નહોતી તેમ હું શનિશ્ચર, મારા સ્નાયુમાં લોહીનું ફરવું, હરવું છે ત્યાં સુધી, આ શરીરમાં હાડ, માંસ છે ત્યાં સુધી હું તારો પાછો છોડનાર નથી. એ પુષ્પાને તારી નહિ, કિન્તુ મારી કહેવડાવું ત્યારેજ હું ક્ષત્રિ ખરો."

× × × ×

કૃષ્ણપક્ષ ! વળી ચતુર્દશિ ! પછી અંધકારનું તો પૂછવુંજ શું ? સર્વત્ર ઘોર અંધકારનું સામ્રાજ્ય વ્યાપી ગયું છે, મધ્ય રાત્રિ જેટલો સમય વ્યતિત થઈ ગયો હોવાથી, સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી છે. માત્ર પહેરેગીરોના 'સાવધાન રહો, સાવધાન રહો' ના શબ્દો અખંડ શાંતિનો ભંગ કરે છે. અત્યારે બે વ્યક્તિઓ રાજમહેલ પાસે ઉભી છે. બન્નેએ કૃષ્ણ વસ્ત્રો પરિધાન કરેલા છે. કૃષ્ણ વસ્ત્રો અંધકારમાં ભળી જતા હોવાથી, પાસેથી નિકળનાર પણ ન કળી શકે કે અહીં કોઈ મનુષ્ય છે. આ બેમાં એક કાળસેન, અને બીજો તેનો અંગ રક્ષક છે.

થોડીવાર શાંત ઉભા પછી કાળસેન, પોતાના સાથીને ઉદ્દેશી બોલ્યો: "રાજમહેલ પાસે તો આવી પહોંચ્યા. અંદર જવું જોખમ ભરેલું છે. પહેરેગીરો ખુલ્લી તલ્વારે ફેલી રહ્યા છે. દ્વાર બંધ છે."

"ફીકર નહિ."

બન્ને આગળ ચાલ્યા. દ્વાર પાસે આવી કાળસેનનો સાથી બોલ્યો:

"દ્વાર ખોલો."

"કોનહય." અંદરથી અવાજ આવ્યો.

"મહારાજા વિનયચંદ્ર."

દ્વાર ખુલ્યાં, બંને દાખલ થયા. આગળ ગયા. એક પહેરીગીરે આડે આવી પૂછ્યું: "ખડેરહો, કોના હો તુમ?"

"મહારાજા વિનયચંદ્ર." કાળસેનનો સાથી બોલ્યો:

"પ્રપંચ!" કહી પહેરેગીર કાળસેનની લગોલગ આવી પહોંચ્યો. અને બોલ્યો: "દુષ્ટો! નક્કી તુમ તસ્કર—"

પહેરેગીર, વાક્ય પૂરૂં કહે, તે પહેલાંજ તે કાળસેનની કાળી કટારનો ભોગ થઈ પડયો. આ બધું એક આંખના પલકારામાં થઇ ગયું.

નિર્દોષના રક્તમાં રંગાયલી કટાર સાથે ઉભય આગળ વધ્યા. તે ઘણી ચાલાકીથી ચાલતા હતા. તેના પગનો અવાજ જરાપણ સંભળાવા પામે એમ ન્હોતો. આડા અવળા માર્ગો પસાર કરી, જે મહેલમાં વિનયચંદ્ર, સુશીલા સુતા હતા તે મહેલ ઉપર ગયા. પોતાના સાથીને ધીમા અવાજે દ્વારપાસે સાવચેતીથી ઉભા રહેવાનું કહી, કાળસેન નિર્દોષ દંપતીના પલંગ નજીક ગયો.

કાળસેનની અત્યારની આકૃતિ, વિક્રાળસિંહ જેવી ભાસે છે. જમણા હાથમાં કટાર મજબુત રીતે પકડી છે.

દંપતી, ભરનિદ્રામાં છે, ત્યાં જઈ કાળસેને, વિનયચંદ્રને એક જોરથી તમાચો માર્યો. અને છાતી ઉપર કટાર ઉગામી ચ્હડી બેઠો.

વિનયચંદ્ર જાગ્યો, ધ્રુજ્યો. મૃત્યુને મ્હોં ફાડી ઉભેલું જોયું. તે ધીરજવાન હતો તેથી ન ગભરાતાં બોલી ઉઠયો: "નરાધમ! ઘાતકી! પાપી!—આગળ બોલી ન શકાયું.

કાળસેન, તાડુકી ઉઠયો. "તું મારી પાછળ તલ્વાર લઈ દોડનાર કે ? આજે હું તને છોડનાર નથી. વેરની વસુલાત કરવા આવ્યો છું. આજ તારૂં મોત થયું જાણ. મને ભોળવી, ફસાવી છ માસ રોકયો. છેવટે તેં દગો કર્યો. મારી આંખમા ધુળ નાખી. દુષ્ટ ! તેં મારા હૃદયમાં અગ્નિ પ્રજ્વલિત કર્યો છે. તારૂં ખૂન કરીશ ત્યારેજ મારો એ અગ્નિ હોલવાશે."

"હું મૃત્યુથી ડરતો નથી. પણ પાપી ! નિર્દય ! આ પાપ રહેવા દે. જરા વિચાર કર નેત્ર ખોલ. વેરની વસુલાંત આમ થઇ શકે નહિ. નિર્દોષનું ખુન કરી—"

"ગંભીરમાં ગંભીર ગુન્હો કરી, હજી નિર્દોષ હોવાનો દાવો કરે છે, શયતાન્ !"

"ચૂપકર પિશાચ પ્રતિમા—"

કાળસેન, પોતાની કાતીલકટાર, વિનયચંદ્રની છાતીમાં ભોકી દીધી. વિનયચંદ્રનો અમૃતાત્મા સ્વર્ગમાં ઉડી ગયો.

સુશીલા હવે જાગી ઉઠી આ ભયંકર દેખાવથી તેને શરીરમાં કંપારી આવી. તેના હૃદયમાં ગંભીર આઘાત થયો. તે બોલી !

"અમારા મહેલમાં અડધી રાત્રે આવનાર તું પાપી કોણ છો ? પીયુ ! જાગો તમારી છાતી ઉપર કોઈ ચ્હડી બેઠું છે."

કાળસેન, વિનયચંદ્રની છાતી પરથી ઉતરી ગયો. અને મોઢું ઠાવકું રાખી બોલ્યો: "સલુણી ! હું કાળસેન વિનયચંદ્રનું, તારા પતિનું ખુન કરનાર હું કાળસેન. બોલ તારી શી ઇચ્છા છે ? તારે મૃત્યુ જોઇએ છે કે મારી પટરાણીનું પદ જોઇએ છે ?"

સતીને પતિ એજ પ્રભુ. પતિ એજ જીવન. પતિ એજ સર્વસ્વ તેમાં આતો વળી વિદ્વાન, વિરપતિનું મરણ બહાર રાત્રિ હતી. સુશીલાના અંતઃકરણમાં રાત્રિ પડી. તેનું જીવન હરાઈ ગયું. હૃદય ચીરાઇ ગયું. તેજ બધું ચાલ્યું ગયું. કાંતિમાં નિસ્તેજતા આવી. શરીર ચેતન હીન થયું તે પલંગ પર નીચે અફળાઇ પડી.

પણ આ સ્થીતિમાં પડી રહેવું સુશીલાને પાલવે તેમ ન હતું. તે એકદમ ઉઠી. વાણીમાં વિરતા જેવા વચનો બોલી:

"શયતાન્! ઉભો રહે તારા કૃત્યનું ફળ આપું." એક છલંગ મારી, પલંગ નીચેથી તમંચો લઇ તાકતી ઉભી. તમંચો ભરેલો હતો.

કાળસેન પાછો હઠયો. સ્તંભી ગયો. પાછળથી કાળસેનના સાથીએ દોડી સતીના હાથ પકડી લીધા, સુશીલા, શયતાનના સપાટામાં સપડાઈ ગઇ. તમંચો ફોડયો. નિષ્ફળ ગયો. સડસડાટ કરતી ગોળી દિવાલમાં જઈ અથડાઇ.

કાળસેન, નિર્દયપણની સુશીલા ઉપર ધસ્યો. અને કસાઇની પેઠે, પોતાની કટારથી, સતીનું હૃદય ચીરી નાખ્યું.

અને પછી કાળસેન, એ આદર્શ, નિર્દોષ દંપતીના શબના કટારથી કટકા કરવા લાગ્યો.

વેરની વસુલાત કેમ જાણે આમજ થતી હોય!

## પ્રકરણ અગીઆરમું.

### સાચું સ્વર્ગ.

—:o:—



ગંભીર ગર્જના કરતી, સૂર્યવતી સરિતાના ભવ્ય કિનારા ઉપર એક આકર્ષક મકાન છે. એ મકાનના એક વિશાળખંડમાં, ભોજનની સામગ્રી તૈયાર કરી, હર્ષથી હરખાતી, ગુલાબ જળથી મ્હોં સાફ કરી, એક લાવણ્યમયી લલના ચન્દન કાષ્ટના રત્નમય પલંગ પર આડી પડી છે. ભોજનનો સમય થઇ ગયો છે છતાં આજે **શાંતિચંદ્ર** ઘેર આવ્યા નથી. પ્રેમાળ પુષ્પા સ્વામિની રાહ જોતી આંખો મીંચી પડી છે પણ તેનો ચ્હેરો જોતાં તેનું હૃદય જાગ્રત હોય, એમ જણાય છે. આમ તેમ પાસું ફેરવી શાંતિનું અવલંબન કરી પડેલી પુષ્પા, મીંચેલી આંખો ઉઘાડી બોલી: “ અહો ! હૃદયની છબી, જીવનના સાચા સંગી, સુખ, દુઃખના સાથી ! કેટલી ઉપમા આપું ? આપે મને ખરે મોહિની લગાડી છે. અંતરમાં સ્નેહની દીવ્ય જ્યોતિને પ્રકટાવી છે. ખાતા, પિતાં, ઉઠતાં, બેસતાં, હરતાં, ફરતાં સર્વે ક્રિયામાં આપની મોહકમૂર્તિ દૃષ્ટિ આગળ તરવરે છે. નિદ્રામાં પણ નાથ ! સૌભાગ્યના આધાર ! એક આપનાજ ભણકાર થયા કરે છે. હૃદયસાગરમાં પ્રેમનાજ તરંગો ઉછાળા મારે છે.” જરાવાર શાંત રહી ફરી બોલી: “ પણ મારા સૌભાગ્ય શણગાર હજુ કેમ નહિ આવ્યા ? શું કાંઇ રાજખટપટ આવી પડી હશે ? ”

પુષ્પાએ પાંચ મીનિટ વધુ રાહ જોઇ. **શાંતિચંદ્ર** ન આવ્યો. પુષ્પાનું હૃદય મુંઝાયું. પાસે પડેલી વીણા લઇ વગાડવા લાગી. સ્વર

ગેગાવ્યા. તેના મધુર કંઠમાંથી નીચેના ઉદ્‌ગાર સરવા લાગ્યા.

" નિહાળી મુખડું તારૂં પિયુ! હું ભાન ભુલી છું;
" તમારા પ્રેમ સાગરના વચ્ચે હું તો ઉભેલી છું;
" અહા! જેવી રીતે રે'તું નથી મિન નીરથી ન્યારૂં;
" અહા! તેવી રીતે સ્વામિ! જીવન તમ મય થયું મારૂં.
" તમારૂં મુખ પ્રેમાળુ, રૂપાળુ. દીનતાવાળું;
" સદા અતસ્નેહ રાખીને જીવન ભરડું હવે ન્યાળું;
" પ્રિતમ! તમ પ્રેમના બાણે દીવાની હું થઇ પ્યારા!
" સદા દાસી તમારી આ નિભાવો સ્નેહથી પ્યારા!"

સંગીત પુરૂં થયું. **શાંતિચંદ્ર** આવ્યો. પુષ્પાનું હૃદય હર્ષિલું બન્યું. હસતે વદને પુષ્પા બોલીઃ " પ્રભુ! પધાર્યા. આટલું મોડું કેમ ભોજન શિતળ થઈ ગયું."

" કાંઇ મોડું નથી થયું."

**શાંતિચંદ્રે**, કપડા ઉતાર્યા.

" પણ હું ભૂલી." પુષ્પાએ કૃતિમરોપ દર્શાવ્યો. " મારે તમને મોડા આવવા માટે શા સારૂ પૂછવું જોઇએ?"

" માઠું ન લગાડ પ્રિયે! તારો કૃતિમ રોપ પણ મારાથી સહન થઇ શકતો નથી." કહી **શાંતિચંદ્રે** એક મીઠું ચુંબન કર્યું. પુષ્પાનો રોપ ચાલ્યો ગયો. પ્રેમાળ દંપતીના રોષો આમજ મટે.

" પ્રેમ એ શું તત્ત્વ છે?" **શાંતિચંદ્રે** પ્રશ્ન પૂછ્યો.

" એ તમે કયાં નથી જાણતા પ્રભુ!" પુષ્પાએ ઉત્તર આપ્યું. " પ્રેમ એ મનુષ્ય માત્રનું જીવન છે. દુઃખમય સંસારમાં સાચા સ્વર્ગની ઝાંખી કરાવનાર દૈવી સાધન છે. સર્વ કોઈ પ્રેમનેજ આધીન રહે છે. જુઓ

"આ વિશ્વમાં ઉત્કૃષ્ટ તત્ત્વ 'પ્રેમ' એક ગણાય છે,
"માનવ અને દેવો બધા ગુણગાન તેનાં ગાય છે;
"છે શ્રીહરિ પણ પ્રેમને વશ, ભક્તની વ્હારે ચ્હડે,
"વનિતા, પતિના પ્રેમ માટે અગ્નિ જ્વાળામાં પડે.
"પ્રેમી હ્રદય પૈસા તણી પરવા જરી કરતા નથી;
"નિજ શિર દેવા પ્રેમમાં પ્રેમી જરી ડરતા નથી."

"પ્રભુ! આ દાસી પણ, એવા દીવ્ય પ્રેમને વશ થઇ આપના પાછળ ભટકતી ફરે છે. બાગ, બગીચાઓને છોડી કેવળ આપના પ્રેમ વનમાંજ વિચરે છે. આપના નામનીજ હરનીશ માળા જપ્યા કરે છે. આપના પ્રેમનોજ ચારો ચરે છે."

"બસ. રાણી! પ્રેમ સાગરમાં છેક ડુબી ન જશો."

પતિના શબ્દોથી પુષ્પાનું કોમળ હૈયું આહલાદ પામે છે. સ્નેહાળ, વિદ્વાન, સ્વામિ સાથે સંસાર જોડવા માટે વિશ્વેશ્વરના ગુણ ગાય છે. શાસ્ત્રકારો ગમે તેમ કહે: આવા સ્નેહાળ દંપતીનું જીવન એજ સાચું સ્વર્ગ.

# પ્રકરણ બારમું.

—:o:—

## વિયોગ.

—o—

છંછેડાયેલા નાગની પેઠે ક્રોધને વશ થયેલા કાળસેને પોતાની સઘળી ફોજ સાથે મંગળગઢ તરફ કુચ કરી. રસ્તામાં તેણે ઘણો જુલમ કર્યો ઘણાં ગામ લુંટયાં. બાળ્યાં. કેર વર્તાવ્યો. ઘણાં માણસો જીવ લઈને નાઠા. કેટલાક સામા થયા. માર્યા ગયા. તેની કાળી કટાર પાસે કોઈનું કાંઈ ચાલે એમ ન હતું.

* * * *

**શાંતિચંદ્રને** ખબર મળી કે કાળસેન, પોતાની બાવીશ લાખની ફોજ લઈને **મં**ગળગઢતે વેગે ચાલ્યો છે અને જેમ આવે તેમ **મં**ગળગઢની પ્રજાને ત્રાસ આપે છે **શાંતિ**ચંદ્ર વિર હતા તેનું **હૃદય** ઉશ્કેરાયું. પોતાની પ્રજાને કાળસેન દુઃખ આપે છે એ હકીકતથી તેના રૂંવાડે રૂંવાડે ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઈ. કાળસેનને તેણે એક વિરને છાજે એમ કહાવી મોકલ્યું કે ?

' મારો ક્ષત્રી પુત્ર શસ્ત્ર બાંધનારની સામે જ લડે. નિઃશસ્ત્રને ન લુંટે. ન પીડે ન મારે અને જે તેમ કરે તે ક્ષત્રિ નહિ. કિંતુ બાયલાં છે. મારી પ્રજાને દુઃખ નદે જોર હોય તો સંગ્રામમાં દેખાડ જે. નિર્બળને કનડે તે કાયર. તેં રસ્તામાં બહુ કેર કર્યો છે. ઘણાં નિર્દોષાત્માનો વધ કર્યો છે. તેનો બદલો હવે થોડા વખતમાં આપીશ. તને છોડી નહિ દઉં ”

× × × ×

પુષ્પા ગર્ભવતી હતી. તેને કોઈ નિર્ભયસ્થાનમાં મૂકવી એવો વિચાર **શાંતિચંદ્રને** સૂઝ્યો. આ કામ ઘણું કઠણ હતું. તે કોણ કરે ? શત્રુથી આખું નગર ઘેરાયલું હતું. રણજીત નામનો એક ક્ષત્રિ શૂરવીર હતો. **શાંતિચંદ્રને** તેની બહાદુરીમાં વિશ્વાસ હતો. આ વિર રાણીનું રક્ષણ કરશે, એમ તેને લાગ્યું.

**શાંતિચંદ્રે**, પુષ્પાની છેલ્લી મુલાકાત લીધી. અને કહ્યું: "શત્રુએ નગરને ઘેરો નાખ્યો છે. વ્હાલી! તમે હમણાંજ અંગળગઢ બહાર નિકળી જાઓ. તમારી સાથે રણજીતને મોકલું છું. તે તમારૂં રક્ષણ કરશે. તે શૂરવીર છે." અવાજ કઠક થયો. "કાલે યુદ્ધ થવાનું છે. કાળસેનનો વધ કરીશ એવી મને આશા છે. પણ ન કરે નારાયણને મારૂં મૃત્યુ થાય, તો આપણું સંતાન વેર વાળશે. પ્રિયે ! ખુશીથી સિધાવો. અને આપણાં સંતાનનું પોષણ કરજો."

પુષ્પા સ્તબ્ધ થઇ ગઈ. હૈયું ભરાઇ ગયું. નેત્રોમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં.

**શાંતિચંદ્રે** છાતીમાં ચાંપી, ચુંબન કર્યું. દુઃખિત સ્વરે તે બોલ્યો:

"મારી મીઠી ! તું રડ નહિ. તું રાણી છે. રાજાના ધર્મ જાણે છે. મારે યુદ્ધ કરી પ્રજાનું રક્ષણ કરવુંજ જોઇએ. તારાથી જુદું પડતાં મારૂં હૃદય ચિરાઇ જાય છે. પણ શું કરૂં ? છાની રહે મારા સમ–"

**શાંતિચંદ્રનું** હૈયુ ભરાઇ ગયું.

"મારા પ્રાણાધાર !" ચતુર પુષ્પા, પતિની વિનંતિને માન્ય કરી, મધુરવાણીથી બોલી: "હું આપની આજ્ઞાને આધિન છું. ચિંતા એજ છે કે આપણા વિના હું જીવી શકીશ કેમ ?"

તે **શાંતિચંદ્રના** ગળે વળગી પડી. **શાંતિચંદ્ર** ભેટયો, અને કહ્યું

" વ્હાલી ! બહાદુરથા. સજથા. વિલંબ ન કર."

પુષ્પા બોલી: " પ્રભુ ! તમને સંકટ સાગરમાં હડસેલી નાસી નહિ જાઉં મને હથિયાર આપો. હું કેસરીયાં કરીશ. મને કહાડી ન મૂકો"

પુષ્પાની આંખમાંથી આંસુ દડદડ પડવા લાગ્યા. ગુલાબીગાલ પલળી ગયાં.

**શાંતિચંદ્રે,** શાંતિ આપતાં કહ્યું: " તું રડ નહિ. છાની રહે. મારા સમ તું રડે તો. હું સારી રીતે સમજું છું કે ' ધિક્કાર છે તે નારને દુઃખમાં પિયુને પરહરે ' પણ કોઇ ઉપાય નથી, સમય બારિક છે. બીજી વખત તને ' જા ' કહેતાં મારી જીભ તાળવેથી તુટી પડે, હૃદય ચીરાઇ જાય પણ આ વેળા મારા હૃદયની વેદના હુંજ જાણું છું. બીજો કોઇ ઉપાય નથી."

રણજીતને, **શાંતિચંદ્રે** તૈયાર થવા આજ્ઞા કરેલી હોવાથી તેણે તૈયાર થઇ આવ્યાના સમાચાર રાજાને કહેવરાવ્યા. તે સાંભળી પુષ્પા ઢળી પડી. શુદ્ધિ આવતાં બોલી: " પ્રિય ! હવે આપણે નહિ મળીયે કે ? કહો તો ખરા એકવાર છેલ્લું હસો. બોલો. આપણે ફરી ક્યારે મળીશું ? "

**શાંતિચંદ્ર,** ઘણોજ ગંભીર હતો. તેને જીવનમાં અત્યારેજ આંખમાં ઝળઝળીયાં આવ્યાં. બધી ગંભીરતા ચાલી ગઇ. પુષ્પાને ગળે હાથ નાંખી રડતો રડતો બોલ્યો. " સ્વર્ગમાં મળીશું "

**શાંતિચંદ્રે,** એક વ્હાલ ભર્યું ચુંબન કર્યું રણજીતને, પોતાની ' હૃદયની દેવી 'નું રક્ષણ કરવાની ઘણી ભલામણ કરી. આંખમાં આંસુ સાથે રજા આપી.

રાત્રિ અડધી વ્યતિત થઈ ગઈ હતી. કાળસેનની સેનામાં શાંત હતી. રણજીત અને પુષ્પા ઘણીજ સાવચેતીથી, ચાલાકીથી બહાર નીકળી ગયા. કોઇપણ શત્રુને આ બનાવની ખબર ન રહી.

**શાંતિચંદ્ર**, પત્નિના વિયોગથી પ્રભાત સુધી, અલ્પવયસ્યક અર્ભકવત્ ડુસ્કાં ખાતો રડતો રહ્યો.



## પ્રકરણ તેરમું.

---

## પુષ્પાનો સૂર્યાસ્ત.



પ્રભાત થયું. **શાંતિચંદ્ર**, પોતાના લશ્કર સાથે શત્રુની સમક્ષ આવ્યો. સંખ્યા, ચતુરાઈ, યુદ્ધપ્રવિણતા અને બહાદુરીમાં કાળસેનની સેના ચઢીયાતી હતી. રણભૂમિમાં બન્ને ફોજ યથાવિધી ગોઠવાઇ. રણવાદ્ય થયા. કસાયલા, જુના અને વીર યોદ્ધાઓને **શાંતિચંદ્રે** સૌથી આગળ રાખ્યા, થોડા અનુભવી નવા યોદ્ધાઓને બીજી હારમાં અને અનુભવ વિનાનાને ત્રીજી હારમાં રાખ્યા.

યુદ્ધનો આરંભ થયો. મારા મારી ચાલી. સેંકડોના પ્રાણ ગયા. હજારો ઘવાયા. લોહીની નદી ચાલી. લોહીમાં ધુળ મળી કાદવ થયો. યોદ્ધાઓના પગો એ કાદવથી ખરડાયા. રણશિંગા, શંખનાદથી રણભૂમિ ગાજી રહી. જોદ્ધા, જોદ્ધાઓને હણે, મૃત, જખ્મી માણસોપર થઈ અશ્વો દોડે, સેનાનો અગ્રેસર, લડવૈયાને ઉશ્કેરે, પાછા ફરનારને ધમકાવે, આ બધું ભયંકર લાગતું. ધુળથી આકાશ છવાઇ ગયું.

ભાસ્કર, દૃષ્ટિ મર્યાદામાંથી અલોપ થયા. કોઈ હઠયું નહિ યુદ્ધ બંધ થયું

રાત્રિ વ્યતિત થઇ. સૂર્યોદય થયો. પક્ષીઓ માળામાંથી આકાશમાં ઉડવા લાગ્યાં. દેવસ્થાનોમાં ઘંટનાદ થયા.

કાળસેને, પોતાના પક્ષને તૈયાર કર્યો. બધા સજ્જ થયા. વાજીંત્ર વાગ્યાં. અને વળી પાછું ઉગ્ર યુદ્ધ થયું

આજે પણ બન્ને પક્ષના સેંકડો રણમાં પડ્યા. સેંકડો જખ્મી થયા. સેંકડો ધુળમાં રગદોળાયા. મોટા મોટા સામંતોની ઘાત થઇ. કાળસેન, પુષ્પાને મેળવવાને, **શાંત**ચંદ્રને હણવાને આતુર થયો. તે લશ્કર પાછળ હતો ત્યાંથી બૂમ પાડવા લાગ્યો. **શાંતિ**ચંદ્રને હણો. **શાંતિ**ચંદ્રને મારો. **શાંતિ**ચંદ્રને પકડો એણે મારી લાજ લીધી છે. મારી આંખમાં ધૂળ નાંખી છે. મારૂં નાક કાપી નાંખ્યું છે. એને હું નહિ છોડું. એને હું જીવતો નહિ જવા દઉં."

વેર, શૌર્યનો ઉભરો મનમાં ન સમાવી શકવાથી કાળસેન, આગળ આવ્યો. અને બોલ્યોઃ " પાપી ! **શાંતિ**ચંદ્ર ! પાછળ કેમ રહ્યો છે ? આગળ આવ. કાળસેનનો હાથ જો. મારી કટારનો સ્વાદ ચાખ."

**શાંતિ**ચંદ્રે આ સાંભળ્યું. લોહી ઉકળી આવ્યું. યોદ્ધાઓના સમજાવ્યા છતાં તે આગળ આવ્યો. અને કાળસેનને ઉદ્દેશીને બોલ્યોઃ " પાપી ! ચંડાળ તારૂં મોત આવ્યું છે. તારો કાળ માથે ભમે છે."

કાળસેનની આંખો લાલચોળ થઇ ગઇ. દાંત પીસીને હોઠ દાબીને તે બોલ્યોઃ " બચ્ચા ! આવ. આજે તારૂં મૃત્યુ છે. પ્રભુનું નામ લે. આજે પાછો જનાર નથી."

" પાપી ! શત્રુ ! ધીરો પડ. ઉતાવળો ન થા. આપણે ગંભીરતાથી લડીએ, તારા મગજમાં લોહી ઉકળી આવ્યું છે. ઉભો રહે તેને હું શાંત કરૂં." કહી **શાંતિ**ચંદ્રે, ભાલો ઉગામી ઘોડો હંકાર્યો અને નજીક આવી ભાલાનો ઘા કર્યો. કાળસેન, આ વખતે નીચો નમી ન ગયો હોત તો અવશ્ય ધુળ ફાકતો થાત.

કાળસેને એક સજ્જડ તલવારનો ઘા કર્યો. **શાંત**ચંદ્રે તે ચુકાવ્યો

અને જોરથી શત્રુની છાતીમાં પુનઃ ભાલાનો ઘા કર્યો. કાળસેન, અશ્વ-પરથી નીચે પડી ગયો.

શાંતિચંદ્રની સેનામાં "શાબાશ, શાબાશ. વિજય, વિજય, વાહ, વાહ." નો પોકાર થઇ રહ્યો

શાંતિચંદ્રે ધારી હતી તેવી અસર કાળસેનને ન થઇ. પાંચ મીનીટમાં તે બેઠો થઇ બોલ્યો:

"ચંડાળ! દુષ્ટ! નીચ! નીચે ઉતર. આવીજા મારી સામે."

શાંતિચંદ્ર, અશ્વથી નીચે ઉતર્યો. બન્ને વચ્ચે ભારે યુદ્ધ થયું કાળસેનની મદદે હજારેક લડવૈયા આવી ગયા. તે બધાના ઘા શાંતિ-ચંદ્ર, સહન કરવા લાગ્યો.

બન્ને રાજા હઠે ભરાયા. મરણીયા થઇ મરવું કે જીતવું એવો નિશ્ચય કરી લડ્યા. ચારે તરફ કતલ ચાલી. ફુવારાની પેઠે લોહીની ધારા ઉડવા લાગી. કેટલાયના ધડ-શિષ જુદા થયા જખ્મી યોદ્ધાઓ 'પાણી પાણી' ચીસો પાડવા લાગ્યા. પણ તેમની કોઇ સંભાળ લે એમ નહતું.

આયુદ્ધ, આયુદ્ધને અથડાય તેના ખનખનાટ, શૂર ચડાવનારા નાદ, જોદ્ધાઓની પાણી પાણીની બુમો, અસંખ્ય મડદાં, અગણિત જખ્મી માણસો, કોઇની આંખ ફુટેલી કોઇના હાથ કપાયલા, કોઇના પગ છુંદાયલા, કોઇની છાતીઓમાં ઉંડા ખાડા પડેલા, કોઇના કપા-ળમાં ઘા લાગેલા, કોઇના પેટ ચીરાયેલાં, કોઇનાં માથાં ચગદાયેલાં લોહીની નદીમાં હાથ-પગ, ઠેકાણે ઠેકાણે રઝળે, આ બધાથી રણભૂમી ભયાનક બની.

કાળસેન, જેવો તેવો ન હતો. તે શાંતિચંદ્રને વારંવાર હરાવે. પણ શાંતિચંદ્ર નીરાશ થાય નહી. સંગ્રામનાં વાજાં જોરથી વાગવા લાગ્યાં. શાંતિચંદ્ર બહાદુરીથી લડ્યો. કાળસેનના હજારો મોટા મોટા

યોદ્ધાઓને તેણે ઠેકાણે પાડી દીધા. તેનું શરીર ભાલાના ઘાથી ચાળણી જેવું થઇ ગયું. ઘા ગણાય એમ ન હતા.

**શાંતિચંદ્ર**, લોહીથી તરબોળ થયો. છતાં તે થાક્યો નહીં. અંતે ભાન ગયા પછી નીચે પડી ગયો. કાળસેનની સેનાને, **શાંતિચંદ્ર** પાસે આવતાં અટકાવવાને **શાંતિચંદ્ર**ના શૂરા સૈનિકો લડ્યા. અને પડ્યા. તેમની સંખ્યા ઘટી. શત્રુનું ફાવ્યું કાળસેન, કટાર લઇ **શાંતિચંદ્ર**ની છાતીપર ચડી બેઠો તેના માણસો આસપાસ ફરી વળ્યા.

**શાંતિચંદ્ર**માં જરા શક્તિનો સંચાર થયો. તેને ઉઠવા ઘણી મહેનત કરી પણ નિષ્ફળ ગયો. કાળસેને, પોતાની કટાર **શાંતિચંદ્ર**ની છાતીમાં આરપાર ચલાવી દીધી.

**શાંતિચંદ્ર**ની સેનામાં નાસભાગ થઇ. ' **निर्नायकम् सैन्यं नष्टम्.** '

કાળસેનના માણસો **મંગળગઢ**માં દાખલ થયા. કાળસેનના જેવાજ તેના માણસો નિર્દય ઘાતકી હતા. અહીં પણ તેઓએ નિર્દયતાનું દર્શન કરાવ્યું. કેટલાકને રડાવ્યા. બારણાં તોડી કેટલાકને લૂંટ્યા ગળીએ ફળીએ રડારોડ થઇ રહી. સામા થયા તેટલા દુનિયાને ત્યાગી ગયા.

કાળસેન રાજમંદિરમાં ગયો. રાજમંદિર શૂન્ય હતું. આખા **મંગળગઢ**માં પુષ્પાની શોધ કરાવી. પત્તો ન મળ્યો. કાળસેન, ભારે નીરાશ થયો.

**મંગળગઢ**ની સઘળી પ્રજા મનમાં બોલવા લાગી.

પુષ્પાનો સૂર્યાસ્ત થયો. **મંગળગઢ**નો સિંહ પડ્યો.

---

# પ્રકરણ ચૌદમું.

—:o:—

## પ્રપંચ જાળ.



પુષ્પાનો દેખાવ પતિના વિયોગે કરૂણામય થઇ ગયો છે. તેણે અલંકાર અળગા કીધા છે.

'આભુષણો મણિધર થયા જાણે કરડવા ધાય છે,
'વિયોગના અગ્નિ થકી પુષ્પા બની કૃશકાય છે.'

પુષ્પા, અંગપર ફક્ત શ્વેત વસ્ત્રો પરિધાન કરે છે. રાત્રિ દિવસ પતિને સંભારી ચક્ષુઓ નીરે ભરે છે. મુખચંદ્ર નિસ્તેજ થઇ ગયો છે. પ્રિયતમના સ્મરણમાં સમયને વ્યતિત કરે છે મન સાથે વિચાર પ્રદેશમાં વિચરે છે.

નિશાનો અમલ પ્રસરી ગયા. શહેરમાં શાંતિ પ્રસરી ગઇ. પુષ્પાના હૃદયમાં અશાંતિ હતી. પતિને છોડી જ્યારથી પોતાના ભાઇને ઘેર વિમળગઢ આવી છે. ત્યાંરથી નિદ્રા દેવીએ તેના ગૃહનો ત્યાગ કર્યો છે. દુર્બલ દેહવાળી દારા, વૃક્ષ પત્રવત્ કંપ્યા કરે છે. કંઇક ખળભળાટ થતાં બેઠી થઈ જાય છે, આવી વ્યથામાં અર્ધ નિશા ગઈ. પુષ્પાની આંખ મીંચાઇ. પ્રાણેશની જંખના કરતી હોવાથી તેને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્ન સૃષ્ટિમાં તેણે સ્વામીને મૃત્યુની અણીપર જોયા.

ફડાક પુષ્પાની આંખ ઉઘડી ગઈ દુઃખદાયક સ્વપ્નથી ભયભીત થઇ હૃદય રડવા લાગ્યું. શરીર રોમાંચિત થયું. માથામાં ચક્કર આવ્યાં હોય તેમ જણાયું.

ધ્રુજતા હાથે દીવો કર્યો. હોલવાઇ ગયો. પુનઃ સળગાવ્યો તેના હૃદયમાં વિચાર આવ્યો: " મારો જીવનદીપ આમ હોલવાઈ જશે ? "

કરૂણ સ્વરે, હાથ જોડી ઉંચું જોઈ કિરતારને કરગરવા લાગી.

" ઓ! પ્રભુ, નિરાધારના આધાર! આ દુઃખી દારાના રત્નનું યુધ્ધક્ષેત્રમાં રક્ષણ કરજો. દીનબંધુ! તમે દયાના સાગર છો. દુઃખદ દશામાં સપડાયલી આબાળાને તમે છોડાવી છે. હું ગભરાઉં છું. અત્યારે સહાય નહિ કરો? શું અમુલ્ય હીરાનું દાન દઇ પાછો લઇ લેશો? ના. આપ દયાહીન નથી. આપનામાં મને પૂર્ણ વિશ્વાસ છે. પ્રભુ! મેં મારા પતિને કોઇ દિવસ દુભાવ્યા નથી. તેમની આજ્ઞા વિરૂધ્ધ એક ડગલું પણ ભર્યું નથી. ખાંડાની ધાર જેવો પતિવ્રતા ધર્મ છે એ હું જાણું છું. પાળું છું. દયાળુદેવ! આજનું ભયંકર સ્વપ્ન અસત્ય હજો. મારા સ્વામીને રણક્ષેત્રમાં સહાયક થજો. તેમને વિજય કરજો."

પ્રભાત સુધી પુષ્પાએ ઇશ્વરની આરાધના કરી. વણતેવખત તે શ્રદ્ધા પૂર્વક, ગદ્દગદ્દ કંઠે આકાશસામું જોતી. પ્રભુ, પોતાની પ્રાર્થનાનો અવશ્ય સ્વીકાર કરશે, પોતાના સઘળા કષ્ટોને સંહારશે, એવી તેને દ્રઢતા હતી.

અરૂણોદય થયો. સુવર્ણરંગી કિરણોથી પૃથ્વી છવાઇ રહી. વૃક્ષની શાખાઓમાં ભરાઇરહેલા પક્ષીઓ આકાશમાં ઉડી ગયા. શિતળ સમીરની મંદ મંદ લ્હેર આવવા લાગી.

પુષ્પા, પથારીમાંથી બેઠી થઈ. સ્નાનાદિક નિત્ય કાર્યથી મુક્ત થઈ. પુનઃ પતિના પરમ આનંદદ ધ્યાનમાં નિયુક્ત થઇ.

* * * * *

" પુષ્પા! મંગળગઢથી એક સૈનિક આવ્યો છે."

"હેં! સાચું કહો છો ભાઈ!" પુષ્પા, ધ્યાનમાંથી ઉઠીને બોલી:

"હા."

" શું સમાચાર લાવ્યો છે?"

" બહુજ સારા સમાચાર લાવ્યો છે. કાળસેન હાર્યો. શાંતિચંદ્ર

ફાવ્યા. જીત્યા." કિશોરચંદ્ર, પુષ્પાના ધર્મબંધુ હર્ષથી બોલ્યો.

"શું અમારી જીત થઇ?" પુષ્પાના હર્ષનો પાર ન રહ્યો. "અને કાળસેનનું શું થયું?"

"તેની ઘાત થઇ."

"તે નીચ, દુષ્ટ, ચંડાળ પાપી એજ લાગનો હતો." પુષ્પાએ પૂછ્યું. "આવનાર કોણ છે?"

"તે કહે છે કે હું શાંતિચંદ્રનો વિશ્વાસુ, પ્રમાણિક અંગરક્ષક છું."

"તે એકલો છે?"

"હા, એકલોજ છે. તમને સુખરૂપ મંગળગઢ તેડી જવાનું કહે છે."

"સારૂ. ભાઇ! હું જઇશ. તેઓ વૃદ્ધ હશે."

"છે તો વૃદ્ધ. બહુ શાંત જેવા જણાય છે."

"ભાઈ! ત્યારે અમને એક રથ આપો. કાલેજ અમે જઇએ."

"સારૂં. હું સવડ કરૂં છું."

"જરૂર હો!"

કિશોરચંદ્ર, ચાલ્યો ગયો.

પુષ્પા, પતિમાં રતિ રાખનારી સતિ છે. તેને આ સમાચાર કાંઈ ઓછા સુખદ ન ગણાય. તે એકદમ હર્ષઘેલી થઇ ગઈ. હૃદય આનંદોર્મિઓથી ઉભરાઇ ગયું. દેહમાં કાંત આવી. ફિક્કાશ ગઈ. મુખચંદ્ર સંપૂર્ણ કળાએ વિકસિત થયો. શરીર ફુલ્યું. તેમાં લાલાશ આવી. રડતું હૃદય હસવા લાગ્યું.

ભોળા હૃદયની પુષ્પાને ઓછીજ ખબર છે કે આ સમાચાર અસત્ય છે. પરિણામે દુઃખદ છે. દુષ્ટ કાળસેનની પ્રપંચ જાળ છે!

## પ્રકરણ પંદરમું.

### પુષ્પાની અવદશા.

"આપણે રસ્તો ભૂલ્યા છીએ." રથમાં બેઠેલી પુષ્પાએ કહ્યું:

"કેમ ?" રથહાંકનાર કુટિલસિંહે પ્રશ્ન કર્યો.

શાંતિચંદ્રના વિજયના અસત્ય સમાચાર આપવા, ગમે તે યુક્તિથી પુષ્પાને સ્નેહગઢ લઈ આવવા કાળસેને, કુટિલસિંહને વિમળગઢ મોકલ્યો હતો. ભોળા હૃદયના કિશોરચંદ્રને સમજાવી દુષ્ટ કુટિલસિંહ, પુષ્પાને સ્નેહગઢ પ્રતિ લઇ જતો હતો. આટલાં ખુલાસા પછી આગળ વધીએ.

"આ રસ્તો મંગળગઢ જવાનો નથી." પુષ્પાએ કુટિલસિંહના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

"મંગળગઢનો તો નથી."

"ત્યારે એ રસ્તે રથને કેમ હાંકો છો ?"

"એ રસ્તેથી જવાશે."

"મંગળગઢ ?"

"ના."

"ત્યારે કયાં ?"

"સ્નેહગઢ. મહારાજા કાળસેન પાસે."

"હશે. હશે." જરા કડકાઈથી પુષ્પા બોલી: "ત્યાં મારૂં શું કામ છે ?"

"તે મહારાજા કહેશે."

" રથ ઉભો રાખ." પુષ્પા. ડોળા ફાડીને બોલીઃ

" હજી વાર છે. "

" ખબરદાર જો નથી ઉભો રાખ્યો તો. નીચ!" પુષ્પાએ તમંચો તાકયો.

કુટિલસિંહ કાંઈ ઓછો ન હતો. જીવનમાં તેણે સેંકડો તમંચા જોયા હોય તેવો ડોળ કરીને બોલ્યો. " એવા તમંચા મેં ઘણા જોયા . જરા વિચારીને બોલો "

" વિચારીને ? " પુષ્પાના હ્રદયમાં જરા કંપ થયો. અવાજ તેવોજ નિષ્કંપ હતો. " શું હું અવિચારીને બોલું છું ? તું મને લઈ જનાર કોણ ? કયાં છે તારો નીચ કાળસેન ! રથ ઉભો રાખ. " પુષ્પા રથમાં ઉભી થઈ ગઇ.

" જીભ વશ રાખો."

" વશજ છે. નહિતર—"

' નહિતર શું ? "

" શાપ આપી બાળી ભસ્મ કરૂં."

" ઓ હો ! કુટિલસિંહ, ખડખડહસતા બોલ્યો. " જાણે મોટી સાધ્વી "

" સાધ્વી કે વગર સાધ્વી. તારે તેની શી પંચાત છે ? કહું છું કે નીચ ! રથ ઉભો રાખ. દોડાવે છે શામાટે ? શું મને ફસાવવી છે ?

" હા ફસાયલાજ પડયા છો. "

"નહિ. નહિ. મને ફસાવવાની તારી હું જરાપણ તાકાત જોતી નથી."

" હવે જોશો."

કુટિલસિંહ, બેદરકારીથી જવાબ આપતો હતો.

હવે પુષ્પાની આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા. હૃદયમાં ક્રોધના ઉછાળા આવ્યા. મોઢું લાલચોળ થયું. રૂંવાડા ઉભા થયા. આવી સ્થીતિમાં તમંચાનો ઘોડો દાબ્યો. ફૂટયો. કુટિલસિંહની નિર્દય કઠોર છાતી વીંધાઇ ગઈ.

* * * *

અઘોર જંગલમાં બિચારી પુષ્પા ભયગ્રસ્ત, જતા હૃદયે ચાલી જાય છે. હીંસક જનાવરોની વસ્તીમાં સુકોમળ પુષ્પા એ છે. મંગળગઢના મહારાજાની રાણીને સિંહ ખાઇ જાય, સર્પદંશ થાય, તોએ સહાય કરનાર કોઈ ન મળે

અંધારૂં થયું. પુષ્પાનો જીવ ગભરાયો. નિર્જીવ પ્રદેશ, રાત્રિ પડવાનો સમય! પુષ્પાની છાતી ભરાઇ આવી. રડવાનું મન થયું. પણ તેનું રૂદન સાંભળનાર કોઈ ન હતું. રડવાની ઇચ્છાને અટકાવી.

આગળ જતા જંગલના ભયાનક દેખાવથી, શાંતિચંદ્રનું શું થયું હશે, તેના અજાણપણાથી, સિંહ, વાઘ, વરૂ ઇ૦ ના ત્રાસદાયક બરાડાથી તેની ધીરજ જતી રહી. તેજ ઘડીએ રોઇ પડી. ઘણું કલ્પાંત કર્યું છાનું રાખનાર કોઈ ન હતું. થાકીને બાપડી રોતી બંધ પડી. પાણીની તૃષા લાગી. કંઠ સુકાઇ ગયો. શાંતિચંદ્રની રાણીને ટીપું પાણી આપનાર કોઇ નહિ. હૈયાનો ઉભરો અશ્રુદ્વારા બહાર આવ્યો. હૃદયનો ભાર કંઇક ઓછો થયો. સાવધ થઇ. પ્રભુને હાથ જોડી કરગરવા લાગી.

" પ્રભુ ! દયાનિધિ ! મને આ કષ્ટમાંથી બચાવ. તારી ગહન ગતિ છે. હું કયાં, મારામાજ આનંદ નિહાળનાર મારા પતિ કયાં ? શો

બનાવ! શું દુ:ખ! મારી ધીરજ રહેતી નથી. જગતપિતા! કરૂણામૂર્તિ! હું અબળા છું. ખરેખરી અનાથ છું. મને સહાય કરો. તરશે ગળું સુકાય છે–કંઠ રૂંધાય છે. શરીર કંપે છે. મ્હારા પતિનું શું થયું હશે? આવી અનાથ અવસ્થામાંથી તો મરવું ભલું. વિભુ! દયાકર. રહેમ- કર. મારા પ્રાણ જાય છે."

પુષ્પાનું મુખ આંસુથી ભીંજાઇ ગયું. માસ ભરાઇ જવાથી ચાલવાનું તેને બહુ દુ:ખ હતું. પણ શું કરે લાચાર.

પુષ્પા જરા આગળ ચાલી. ચારે દિશામાં કેવળ અંધારૂં! તે એક ઝાડીમાંથી નીકળી બીજી ઝાડીમાં પેસે. તેના કોમળ ચરણમાં ઘણા કાંટા વાગ્યા. લોહી નીકળ્યું. ઝાંખરાંથી અંગ ઉઝરડાયું.

સામેથી સાંપ આવતો હોય એવો ભાસ થયો. પુષ્પાના હોશ કોસ ઉડી ગયા. સારા ભાગ્યે તેણે પુષ્પાનું નામ ન લીધું. સાપનું દર્શન આ પહેલીવાર થયું.

કુટિલસિંહને ઠાર કરી તેણે અત્યાર સુધી અવિશ્રાંત ચાલ્યા કર્યું, હતું. પુષ્પાના પગ થાકી ગયા. ચાલવાની શક્તિ ન રહી. આથી તે એક વૃક્ષ તળે બેઠી, દુ:ખ શોકનો પાછો ઉભરો આવ્યો. નેત્રોમાંથી જળધારા વહેવા લાગી.

રાત્રિ શાંત હતી. ગગનમાં તારા ચમકી રહ્યા હતા. પવન શાંત હતો. પુષ્પા રડતી બંધ થઇ. આંખો બળવા લાગી. આખા દિવસનો થાક હતો. જેમ તેમ કરીને ઉંઘવા વિચાર કર્યો.

પવનની લ્હેર આવી. પાંદડા ખખડયા. પુષ્પાએ ઉંચુ જોયું. સ્થંભી ગઇ. વૃક્ષ ઉપર એક સાપ ટીંગાતો હતો. મોહું નીચે લટકતું હતું. પુષ્પા ઉભી થઇ. પાછું જોયા વગર એકદમ દોડી. સાપ પાછળ

દોડ્યો. પુષ્પાને આ ખબર નહતી. તે તો ધુરવેગે, પડતી, ઉઠતી, લથડતી, દોડી જતી હતી.

ત્યાં કાંટો વાગ્યો. કાંટો મોટો હતો. કાંટો કાઢ્યા સિવાય જમીન પર પગ મૂકાય એમ ન હતું. તેથી ધબ દઇને તે પૃથ્વી પર પડી ગુપ્ત. સાપ ફુંફાડા મારતો પાછળ આવતો હતો, ધબકારો સાંભળી તે બીજી તરફ ચાલ્યો ગયો. સર્પડંશથી પુષ્પા બચી. શુળીનું દુઃખ કાંટે મટયા જેવું થયું.

પુષ્પા હજી કંપતી હતી. પગમાંથી કાંટાને મહામુશીબતે ખેંચ્યો. પગમાંથી રૂધીરની ધારા નીકળી. પીડા કાંઇક ઓછી થઈ. ઉંચું જોયું. પુનઃ સાપનું સ્મરણ થયું. 'ઓ મા ! હમણાં સાપ આવશે' એમ બોલતી તે દોડી. જરા દોડતા તે થાકી. પાસે એક વૃક્ષ હતું. તેની નીચે તે આડે પડખે થઈ. હૃદય ધબકતું હતું. ભય તેટલોજ હતો. શ્વાસ માતો ન હતો. છતાં આખા દિવસની અથડામણથી ગર્ભવતી પુષ્પા હાથનું ઓસીકું કરી, નિન્દ્રાવશ થઈ

પલંગથી નીચે ઉતરતાં જેના ચરણમાં ફોલ્લા પડે એવી કોમળ દેહવાળી ગર્ભવતી પુષ્પાની આ સ્થિતિ !

* * * *

ભળભાંખળું થયું. પુષ્પા ઝડપ દઇને જાગી ઉઠી. પાછી ચાલવા લાગી. ટેકરા ચડેને ઉતરે. તૃષાનું જોર વધ્યું. તે એટલે સુધી કે પા કલાકમાં પાણી ન મળે તો પુષ્પાના પ્રાણ જાય. પણ સારા ભાગ્યે તેમ બન્યું નહિ. પુષ્પાની દૃષ્ટિએ એક નદી જેવું જણાયું. તૃષાતુર હૃદય તે તરફ દોડી ગયું.

નદી ઉંડી ન હતી. પાણી સ્વચ્છ હતું. કિનારા પરના વૃક્ષોની ઘટાના પડછાયા નદીમાં જણાતા. તૃષાર્ત્ત પક્ષીઓનાના ચંચુ પ્રહારથી પાણીમાં કુંડાળા પડતા હતા, પુષ્પા કિનારે બેઠી. કપડાં ફાટી ગયા જેવા થઈ ગયા હતા. તે ઉતાર્યાં. સ્નાન કરી શરીર સ્વચ્છ કર્યું.

પાણી પીવાનું પાસે કાંઇ સાધન ન હતું. ખોબા વડે તૃષાગ્નિ શાંત કરી. અનેકિનારે જરાવાર વિશ્રાંતિ લેવા બેઠી.

સામેથી એક આકૃતિ પુર જોસમાં આવતી હતી. પુષ્પાએ તે જોઈ. હોસ કોસ ઉડી ગયા. શરીરધ્રુજ્યું. જોત જોતામાં આકૃતિ પાસે આવી. પુષ્પા ઉભી થઇ નાસવા લાગી. આકૃતિ છેક નદી પાસે આવી. પુષ્પાનો ભય ચાલ્યો ગયો. આકૃતિ અદ્ભુત જોગીની હતી.

" બેટા ! કેમ બીએ છે ! " યોગીનો શાંત અવાજ પુષ્પાને કાને પડ્યો. તે નિર્ભય બની. તેણે વિચાર્યું કે : "આતો કોઇ મહાન્ યોગી જણાય છે, ચાલ તેમના ચરણમાં પડું, " પુષ્પા યોગીના ચરણમાં પડી ગઇ પુષ્પા ધ્રુસકેને ધ્રુસકે રડી પડી.

યોગીએ આશ્વાસન આપ્યું: " પુત્રી! અહીં વાઘ, વરૂ તારી ઘાત કરશે. મારી પર્ણકુટિમાં ચાલ, "

યોગી અને પુષ્પા, પર્ણકુટિમાં આવ્યા, પુષ્પાને બેસવા કહ્યું, પુષ્પા બેઠી, " ફળ-ફૂલ લઈ હમણાં આવું છું. " કહી યોગી ચાલ્યા ગયા.



## પ્રકરણ સોળમું.

---

### અદ્ભુત મિલન.

—:*:—



ની સરખી પર્ણકુટિમાં એક યોગી પુસ્તક વાંચી રહ્યા છે. બીજું કોઈ પાસે નથી. પાટલે બેઠા છે. દાઢીમુછ નથી. હાથે બેરખા ઘાલેલા છે. માથે ધોતીયું વીંટાળેલું છે. અંગ ઉપર ભગવી ચાદર ઓઢી છે. યોગી વાંચવામાં તલ્લીન છે,

"જય મહાદેવ," પર્ણકુટી બહારથી અવાજ આવ્યો.

અવાજ સાંભળી, પુસ્તક બંધ કરી. યોગીએ દ્વાર પ્રતિ દૃષ્ટિ કરી. પગે પાવડીયો, ખાંધે ઝોળી, ભગવાં વસ્ત્રો પહેરેલા, યુવાનીમાં છતાં શોકથી ઉદાસી વ્યાપી રહેલા એક યોગી જણાયા. અંદર બોલાવી, અતીથીને બેસવા આસન આપ્યું.

યોગી પાછા વાંચવામાં વળગ્યા. અતીથીએ ઉભા થઈ કહ્યું:—

"યોગી મહારાજ! હવે હું જવાની રજા લઈશ."

"સાંજ પડી છે. મારી વિનંતી છે. આપ અહીં રાત્રી રહો."

"આપ જેવા યોગીને નાખુશ કરવા હું ઇચ્છતો નથી." અતીથીએ યોગીનું આમંત્રણ સ્વીકાર્યું.

અતીથીનું કોમળ કરમાયલું મુખ જોઈ યોગી બોલ્યા.

"આપ યોગી છો. આપના પધારવાથી મારી પર્ણકુટી પાવન થઈ. પણ આપ મોટી ઉદાસીમાં હો એમ જણાય છે."

"આપનું અનુમાન સત્યજ હોય."

"ત્યારે ઉદાસીનું કારણ શું છે?"

"કારણ બહુ ગંભીર છે."

"યોગીના વેષમાં આપ રાજવંશી જેવા જણાઓ છો."

"હા."

"ત્યારે શામાટે વનમાં ભટકો છો? શામાટે વૈરાગ્ય લીધો છે?"

"પ્રેમાળ પ્રાણના વિયોગથી." અતિથીએ છૂટથી બોલવા માંડયું. "મહાશય! સાંભળો. જે પ્રેમાળ પ્રાણના વિયોગે મારૂં હૃદય ગભરાય છે. તે પ્રાણની શોધમાં પહાડ, જંગલોમાં ભટકી હું થાકયો, છું. તે મારી એક પત્ની છે. ઘણી પ્રેમાળ! નામ પુષ્પા. ખરેખર પુષ્પ જેવીજ. હું મંગળગઢનો રાજા શાંતિચંદ્ર છું. પુષ્પા સાથે મંગળગઢમાં હું આનંદોલ્લાસમાં દિવસો વ્યતિત કરતો હતો. પણ એ અલૌકિક સુખ મેં ઝાઝીવાર ન ભોગવ્યુ. કાળસેન નામે મહા અત્યાચારી, ઘોર પાપી, કામાસક્ત, ચંડાળ રાજા મંગળગઢપર ચઢી આવ્યો. એ વખતે પુષ્પા ગર્ભવંતી હતી. પુત્ર પ્રસવ થાય તો વંશ રહે એ આશાથી મેં તેને મારા વિશ્વાસુ સરદાર રણજીત સાથે મારા મિત્રને ત્યાં વિમળગઢ મોકલી દીધી. એ વખતના વિયોગે મારૂં હૃદય ચીરાઇ જવાની અણીપર આવી ગયું. પણ છૂટકો નહતો. તેથી એ વિયોગને સહન કરી, કાળસેન સામે મારા લશ્કર સાથે યુદ્ધ કરવા ગયો. બન્ને પક્ષમાં હજારો લડવૈયા માર્યા ગયા. લોહીની નદી ચાલી. હું ઘણી બહાદુરીથી લડયો. પણ ફાવ્યો નહિ, દુષ્ટ કાળસેને, પોતાની કટારથી મારી છાતી ચીરી નાખી. હું મૃત્યુ પામ્યો."

યોગી આશ્ચર્ય પામ્યો.

અતીથીએ આગળ ચલાવ્યું. "મહાશય! આશ્ચર્ય ન પામશો, હું મૃત્યુ પામ્યો છતાં અહીં શી રીતે આવ્યો તે કથા પણ સાંભળો.

જેમ હું સુતો હોઉં અને આળસ મરડી ઉઠું તેમ હું ઉઠયો. ત્યાં તો મારી સામે એક મોટા અબધુત યોગી ઉભા હતા. મેં તેમને પુછ્યું. "આપ કોણ?"

તે યોગીએ ઉત્તર આપ્યો. "બેટા! હું યોગી છું. મારે તને શામાટે સજીવન કરવો પડયો તે સાંભળ. મારૂં સ્થાન અહીંથી દૂર છે. ત્યાં એક પર્ણકુટિ છે. તેમાં હું રહું છું. પાસે એક નદી છે. એક દિવસ તે નદીને કાંઠે એક સ્ત્રીને મેં જોઈ. તેને હું મારી પર્ણકુટીમાં લાવ્યો. તે સ્ત્રી કોણ છે તે જાણવા મેં સમાધી કરી, મને જણાયું કે તે એક પતિવ્રતા સ્ત્રી છે.—"

યોગીને એટલેથી અટકાવીને મેં કહ્યું: "યોગીજી! તે સ્ત્રીનું નામ કૃપા કરી કહો."

પણ યોગીએ નામ ન કહ્યું: હું જરા કંપ્યો. યોગી બોલ્યા. "બેટા! નિર્ભય થા. આ યોગી વેષ પહેર."

યોગીજી! અત્યારે મારા દેહપર જે યોગી વેષ છે. તે પણ તે યોગીન્દ્રનો છે. મેં યોગીવેષ પહેર્યો એટલે તે અબધૂતે મારા કપાળમાં ભસ્મ લગાવી. આંગળી ચીંધીને કહ્યું. "આ રસ્તે જા. એ રસ્તે તને તારી પત્નિનો મેળાપ થશે."

યોગીએ આંગળી ચીંધેલા માર્ગે હું ચાલતો થયો. જરા ચાલીને પાછું જોયું તો યોગી નહતો. મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. 'હું સજીવન થયો' એ આનંદમાંને આનંદમાં હું અહીં આવ્યો છું. મારૂં હૃદય પ્રેમાળ પત્નીના મિલન માટે તલ પાપડ થયું છે. યોગી! આ તમારી પાસે બેઠેલા યોગીની આમ વિચિત્ર, અદ્‌ભુત હકીકત છે."

સાંભળનાર યોગી ગદ્ગદિત થયા. અતીથીને બોલતા અટકાવી તે બોલ્યા. "પ્રાણનાથ ! હું જ આપની પત્ની પુષ્પા." કહી તે **શાંતિ-**ચંદ્રને ભેટી પડી. ઉભયના નેત્રમાંથી પ્રેમાશ્રુની ધારા થઈ. પુષ્પાને માથે ભગવું ઘાલીયું હતું. આલિંગનથી તે પડી ગયું. સુંદર કાળા ચોટલામાં મુખ દીપી રહ્યું.

પ્રેમાનંદનો ઉભરો સમાઈ ગયો. **પુષ્પાએ** જુના પોતાના કપડાં પહેરી લીધાં. **શાંતિચંદ્રે**, **પુષ્પાને** ઓળખી, છાતીમાં ચાંપી, ચુંબન કર્યું. અને ધીમા સ્વરે કહ્યું: "પ્રિય પ્રાણેશ્વરી ! તું અહીં શી રીતે આવી ?"

**પુષ્પાએ શાંતિચંદ્રથી** જુદા પડ્યા પછીની સર્વ હકીકત કહી. વચ્ચે વચ્ચે **પુષ્પા** ક્યાંક રડતી, તો ક્યાંક ધ્રુજતી.

**શાંતિચંદ્રે** કહ્યું: "**શાંતિચંદ્ર**, સજીવન થયો. કુટિલસિંહનો નાશ થયો. આપણો અદ્ભુત મેળાપ થયો. કોઈ ન સમજે તેવી આ સ્થીતિ થઈ. એ બધો તારોજ પ્રતાપ, પ્રિયે !"

"પ્રતાપ અવધુત યોગીન્દ્રનો. પ્રભુનો હું તો આપના ચરણના રજની અધિકારીણી દાસી છું."

"બા-બા." બહારથી કાલો, મીઠો, મોહક, મધુર અવાજ આવ્યો. પુત્રનું મુખ નિહાળીને દંપતીને બહુ હર્ષ થયો.

# પ્રકરણ સત્તરમું.

## પ્રાયશ્ચિત.

—:૦:—

સૌમ્યસિંહે, એક મોટી સભા ભરવા વિચાર કર્યો. સામંતો સરદારો, ભાયાતો સર્વેને આમંત્રણ મોકલ્યા. મુકરર કરેલે દિવસે સર્વે, આમંત્રણને માન આપી હાજર થયા. રણસિંગા, તુરાઈ, નોબત ૯૦ ના અવાજથી આખું સૈન્યગઢ ગાજી ઉઠ્યું.

બીજે દિવસે મોટી સભા થઈ. સભા સ્થાનમાં સર્વે એકત્રિત થયા. મધ્યમાં સુવર્ણ સિંહાસન પર સૌમ્યસિંહ વિરાજ્યા.

રાજાની ઇસારતથી પ્રધાને સભા બોલાવવાનું કારણ નિવેદન કર્યું. ત્યાં એક અનુચરે સભા સ્થાનમાં આવી રાજાને સલામ ભરી કહ્યું, "સ્નેહગઢથી માણસ આવ્યો છે. અને આપ નામદારને મળવા માગે છે."

રાજાએ કહ્યું: "આવવા દ્યો."

સ્નેહગઢના માણસો આવ્યા. દ્રવ્યનો ઢગલો તેઓએ સિંહા-સન આગળ કર્યો. રાજાએ સાનંદાશ્ચર્યપૂર્વક પૂછ્યું. "આ દ્રવ્ય કોનું છે?"

"અમારા મહારાજા કાળસેનનું. તેમના હસ્તાક્ષરની આ ચિઠ્ઠી," રાજા ચિઠ્ઠી વાંચીને એકદમ ક્રોધિત થયા. અને ઉભા થઈ શુર ચઢે તેવી રીતે, સ્નેહગઢને જીતવાથી લાભ, યશ, કીર્તિ મળે તેનું, તથા ધર્મભ્રષ્ટ પ્રજાને પીડનાર કામી રાજાના જુલમથી રાંકપ્રજાને મુક્ત કરવાના પુણ્યનું તેજોમય વર્ણન કર્યું.

સભાના સર્વ જનોએ પુષ્ટિ આપી. અને સર્વાનુમતે ઠર્યું કે સ્નેહગઢ ઉપર સ્વારી કરવી.

તત્ક્ષણે સૌમ્યસિંહે, લશ્કર તૈયાર કરવાનો હુકમ કર્યો,

ત્રણ માસમાં જોઈતી લશ્કરની પુરી તૈયારી થઈ ગઈ. પોતાની રણઘેલી સેનાને નિરખી સૌમ્યસિંહનું મન પ્રમોદ પામ્યું. અને કૂચ કરવાની આજ્ઞા કરી. શૂરા સૈનિકો " જય જય. સૌમ્યસિંહ મહારાજાનો જય જય." બોલી, સ્નેહગઢ પ્રતિ રવાના થયા.

સૌમ્યસિંહની ફોજ છેક નજીક આવી પહોંચી છે, એવા ખબરથી કાળસેન ચમક્યો. ને ભયભીત થયો. ગાત્ર સીથીલ થઈ ગયા. તેનામાં હવે શુરત્વ ન હતું. કટાર રાખતો, શમશેર બાંધતો તે માત્ર કાન્તા, પુષ્પા કે એવાજ અન્ય નિઃશસ્ત્રી, અનાથને ફસાવવા માટેજ. ફકમાં ચકચુર, મંદ અક્કલનો, નીચ, પ્રપંચી મિત્રોના સહવાસથી નિર્બળ થઇ ગયેલો કાળસેન. સૌમ્યસિંહની શુરી સેના સામે ટક્કર લેવા અસમર્થ હતો. તેની સઘળી સમર્થતા દારૂપીવામાં, નીચ સોબતીયોના ભમાવ્યા પ્રમાણે ભમવામાં, અને કોઈ રૂપવતી કન્યા દ્રષ્ટિએ પડે તો ગમે તેટલા હત્યાકાંડો કરીને પણ તેનું શિયળ ખંડિત કરવું, એવા પાપ કર્મમાંજ જણાની.

શાંતિચંદ્રની નાની ફોજને લઇને કાળસેન ફાવ્યો હતો. સૌમ્યસિંહની ફોજ પોતાનાથી પાંચગણી સાંભળીને તેણે ગભરાઇને ચિઠ્ઠિ મોકલી કેઃ—

" તમે વિના કારણ ચડી આવ્યા છો. તે વ્યાજબી કર્યું નથી. આપને સ્વારીનું ખર્ચ તથા શિરપાવ આપવા ખુશી છું, યુદ્ધથી તમને લાભ નથી. "

આ વષ્ટિનો ઉત્તર, સર્વે સામંતોએ એકઠા થઇ મોકલાવ્યો કેઃ-

"અમારા મહારાજાના હુકમથી સ્નેહગઢ જીતી લેવા, અને તેનો યોગ્ય બંદોબસ્ત કરવા અમે આવ્યા છીએ. ધનના લોભથી આવ્યા નથી. યુદ્ધથી કોને હાની છે, એ યુદ્ધ પછી જણાશે. તમારૂં રાજ્ય સત્વર અમને સ્વાધીન કરો. અગર યુદ્ધક્ષેત્રમાં તમારૂં પરાક્રમ કેવું છે, તે જોવાની અમારી આતુરતા તૃપ્ત કરો."

આ ઉત્તરથી કાળસેન ઘણો કોપ્યો. 'કમજોર ગુસ્સા જ્હોત.' નિર્બળનો કોપ શું કરે?

ભાટ, ચારણોએ આવી કાળસેનના પૂર્વજોના પરાક્રમોના વખાણ કર્યા. યુદ્ધક્ષેત્રમાં મરવાથી મોક્ષ પ્રાપ્તિ થશે, તે પણ કહ્યું.

કાળસેનને કાંઇક શુર ચડતું. એક દિવસમાં જેટલી બની તેટલી તૈયારી કરી તે સમર ભૂમિમાં ગયો. યુદ્ધ શરૂ થયું. રણવાદ્યોના ગેબી નાદોથી બન્ને પક્ષમાં શુર આવ્યું. મધ્યાન્હ સુધી કોઇ હાર્યું નહિ. અંતે શત્રુની મોટી સેના આગળ કાળસેનનું ન ફાવ્યું. જખમ થવાથી ભૂમિપર પડી ગયો.

ઘાયલ થયલા રાજાને શત્રુના હાથ ન જવા દેવા નિમકહલાલ, વીરયોદ્ધાઓ લડ્યા; પણ કાંઇ ફાવ્યું નહિ. કાળસેનનું જખ્મી શરીર સૌમ્યસિંહની સેનાના શુરા સૈનિકોએ ઉપાડી લીધું. પાણી પાયું. જખમ કાંઇક રૂઝાયો. શુદ્ધિ, શાંતિ આવી. પણ કાંઇ બોલાયું નહિ.

સ્નેહગઢમાં, સૌમ્યસિંહ મહારાજાની આણ ફેલાઇ. કાળસેનના દુષ્કૃત્યથી કંટાળેલા પ્રજાજનો ઘણાં રાજી થયા.

* * * *

'પાપનું ફળ વ્હેલું યા મોડું પણ જરૂર મળવાનું' એ ન્યાય
પ્રમાણે કાળસેનને પોતાના પાપનું ફળ મળ્યું. તેને ક્ષય રોગ લાગુ
પડ્યો. ક્ષયરોગના દુષ્ટ જંતુઓ તેનું શરીર ફોલી ખાવા લાગ્યા. રાગ
રંગમાં, પ્રજાના પરસેવાથી મેળવેલા દ્રવ્યમાં ઉછરેલા કાળસેનને હવે
ફક્ત મોડાની રાંધેલીનો ખોરાક રહ્યો. તેનું શરીર એકદમ સુકાઇ ગયું.
દરરોજ સવારે સૌમ્યસિંહ તેને દશ કોરડા મારતો. બળતા અંગારાની
માફક તેનું શરીર કોરડાથી બળે. બરાડા પાડે, પણ સૌમ્યસિંહને
દયા ન આવે. પાપીને પ્રાયશ્ચિત આપવામાં તે પુરો હતો.

સાંજે બગીચે ફરવા જવાની ઘોડાગાડીમાં, ઘોડાને સ્થાને
કાળસેનને નીમતો, ગાડી બજારની મધ્યમાં થઇ બગીચે જતી,
માર્ગમાં કાળસેન થાકે અને ગાડી ધીમી પડે, ત્યારે મહારાજાનો
કોરડો તેના ઉઘાડા શરીરમાં જોરથી પડે, લથડતે પગે, આંખમાં
આંસુ સાથે તે માંડ માંડ ગાડીને તાણતો, ક્ષયના રોગથી તેને પળે
પળે ખાંસી આવતી, વાંકો વળીને પણ ગાડી તાણ્યા વિના તેનો
છુટકો ન થતો.

ત્રિજે દિવસે ગાડી તાણે તેટલું જોર તેનામાં ન રહ્યું છતા
સૌમ્યસિંહ તેને છોડે તેવો ન હતો, ગાડીમાં તેને જોડ્યો, ગાડી ન
ખેંચાઈ, ચરર કોરડો લાગલો તેના શરીરમાં પડ્યો ગાડી ખેંચી, તે
દિવસે મહામુસીબતે બગીચે ગાડી પહોંચી,

ચોથે દિવસ ગાડીએ જોડાવાનું પ્રાયશ્ચિત બંધ થયું, માત્ર દર
રોજના દશ કોરડાનો નિયમ ચાલુ રાખ્યો, એક દિવસે સૌમ્યસિંહ
કોરડો લઇને કાળસેનની નરક જેવી ઓરડીમાં આવ્યો, ત્યાં તેણે
કાળસેનની વીચિત્ર સ્થીતિ જોઇ, કાળસેનના શરીરમાં ખાડા પડી ગયા

હતા, અને તેમાં જીવડાં બણબણતાં હતાં, કામીરાજ ચીસો પાડતો હતો. તેનાથી એ દુઃખ સહન થતું નહતું, સૌમ્યસિંહ આવ્યો છે. એ તેને ભાન ન હતું.

ફોડાથી ભરેલા શરીર ઉપર કોરડાનો પ્રહાર થયો. કાળસેનને ચમક આવી. આંખો ત્રાંસી થઇ. શરીર ધ્રુજી ઉઠયું.

પુનઃ બીજો કોરડો પડયો. કાળસેને મહામુશ્કેલીએ બે હાથ ઉંચા કર્યા. મોઢેથી નીચે પ્રમાણે બોલ્યો.

" અનીતિ કર્યાથી દુષ્ટને સુખ ચાર દીન દેખાય છે,
" પ્રભુને ગણે ન પિશાચ તે ગર્વે ઘણો ફુલાય છે;
" પણ ક્રૂર કૃત્યરૂપી અનળ જ્યાં અંગમાં ફેલાય છે,
" પસ્તાય પાપી ને વિજય નીતિનોજ અંતે થાય છે. "

કાળસેન, મરણની અણી ઉપર આવ્યો. યમના બીહામણા તેને દર્શન થયા. અંતરિક્ષથી કોઇ ગદા, કોઇ મુષ્ટિ, તો કોઇ પાદુથી પ્રહાર કરવા લાગ્યા. કાળસેન બરાડા પાડવા લાગ્યો.

સૌમ્યસિંહનો ત્રીજો કોરડો પડયો. તેનાથી હવે સહન થાય એમ ન હતું. તેણે આપઘાત કરવા વીચાર કર્યો. ત્યાં વળી જોરથી કોરડો પડયો. કાળસેનના મોઢામાંથી લોહી નીકળ્યું. સૌમ્યસિંહે તપાસ કરી તો તેને જણાયું કે જીભ કરડીને તેને આપઘાત કર્યો છે!

પ્રથમ પ્રકરણમાં કાન્તાએ આપેલા શાપ પ્રમાણે કાળસેનનું રાજ્ય દુસ્મનોના હાથ ગયું. શરીરમાં ફોડા પડયા. અને મહા કષ્ટને ભોગવી ભુંડી હાલતમાં તેનું મૃત્યુ થયું.

સતીના શાપ શું અફળ હોય છે!

જીભ કરડતી વખતે કાળસંગે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા હતા

" સજ્જન નથી ને દૈત્ય છે.
નિજ ધર્મને જે ના ગણે,
" દૈવત તણો હિત મંત્ર જે,
મુખથી કદાપી ના ભણે;
" ધન લોભ અંતરમાં ધરે,
પરનારમાં રાખે રતિ.
" પદભ્રષ્ટ થૈ તે રાચતે.
દુઃખ પામશે બહુ દુર્મતિ. "

' ભયંકર પાપમાં પ્રવૃત્ત થનાર માનવને વહેલું યા મોડું પ્રાયશ્ચિત્ત ઈશ્વર અવશ્ય આપશે જ.'



મનુષ્ય જીવનની અગત્યની ફરજો બજાવવા માટે
શરીર બળ અને મનના બળની મુખ્ય જરૂર છે.

# આતંકનિગ્રહ ગોળીઓ.

શરીરની નબળાઈને દૂર કરી કામકાજ કરવામાં તથા વિદ્યાભ્યાસ કરવાની કે તેવી કોઈપણ પ્રવૃત્તિમાં મનને ઉત્સાહવાળું રાખે છે. એનાથી પાચનશક્તિ સુધરે છે, મગજની નબળાઈ મટે છે, છાતીના દુખાવો તથા કબજીયાતની ફરિયાદ દૂર થાય છે, લોહીમાંનો બગાડ મટે છે, તથા જીવનને હાની પહોંચાડનારી કોઈપણ જાતની હરકત અવશ્ય દૂર થઈ જાય છે. તંદુરસ્તી, તાકાત અને લાંબી જીંદગીનો લાભ લઈને આ અમૃત તુલ્ય ગોળીઓનો દરેક માણસે અવશ્ય ઉપયોગ કરવો જોઈએ.

કીંમત ગોળી ૩૨ ની ડબી ૧ ના રૂ. ૧ એક.

વીશેષ વીગત જાણવાને અમારૂં **કામશાસ્ત્ર** મંગાવો.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી.**

**આતંકનિગ્રહ ઔષધાલય.**

**જામનગર.**—કાઠીયાવાડ.